# ઉનના ગુંથણ કામની સમજ

અને

# દેશી પોષાક વેતરવાની સમજ.

નાથીબાઇ નારણજી શુકલ.
વઢવાણ કન્યાશાળાનાં હેડમિસ્ટ્રેસ.

એજંટ.
જેચંદ તલકશીની કું.
બુકસેલર—વઢવાણ શેહેર.



અમદાવાદ
☞ આ ડીબાઓ વિશ્વેશ્વર પ્રેસમાં છાપ્યો.
સંવત ૧૯૬૨—સને ૧૯૦૬.
કીંમત રૂ. ૦-૩-૦ (ત્રણ આના).

# ઉનના ગુંથણ કામની સમજ

અને

# દેશી પોષાક વેતરવાની સમજ.


સંગ્રહ કરનાર,

**નાથીબાઈ નારણજી શુકલ.**

વઢવાણ કન્યાશાળાનાં હેડમિસ્ટ્રેસ.



એજંટ.

**જેચંદ તલકશીની કું.**

બુકસેલર—વઢવાણ શેહેર.





સંવત ૧૯૬૨—સને ૧૯૦૬.

**વઢવાણ કેમ્પ.**

"આર્ય વિદ્યા પ્રકાશ" પ્રીન્ટીંગ પ્રેસ.

તથા અમદાવાદમાં વિશ્વેશ્વર પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

**કીંમત રૂા. ૦-૩-૦. (ત્રણ આના).**

# પ્રસ્તાવના

હાલમાં ચાલતાં પ્રાથમિક શાળાનાં ધોરણોમાં કિન્ડરગાર્ટનનો વિષય શરૂ કર્યો છે. તે વડે હાથ તથા આંખો પૂરતી રીતે કેળવાય તેવી રીતે શીખવવા ઠરાવ્યું છે. કન્યાશાળામાં શીવણ-કામનો જે વિષય છે તે પણ કિન્ડરગાર્ટનનો એક ભાગ છે; કે જેથી કન્યાઓ સ્કૂલમાં શીખી આગળ ઉપર પોતાના ઘર સંસારમાં ઉપયોગી થઇ પડે એવું શીવણ કામ સારી રીતે કરે.

શીવણ કામની સાથે ઊનનું ગુંથણ કામ કોઇ સ્થળે જુજ ચાલેછે ને કોઇ જગ્યાએતો બિલકુલ ચાલતું નથી. નથી ચાલતું તેનું કારણ એટલુંજ કે તે ઘણાંખરાંને આવડતું નથી. કારણ કે આપણા દેશમાં હજી જુજ બૈરાં આવા કામની ખંત ધરાવે છે. એટલે બધાંને શીખવાનું સાધન મળી શકતું નથી. ગુંથણ કામ ઘણે ભાગે યુરોપિયનોને વિશેષ આવડે. પણ તેઓની પાસે શીખવા જવું, એ સાધારણ બૈરાંથી બની શકેજ નહિ. અને એને માટે જે ઇંગ્રેજી તથા ગુજરાતી પુસ્તકો બહાર પડયાં છે. તે વધારે કિંમતનાં હોઇ સાધારણ વર્ગનાં બૈરાં ખરીદ કરી શકે નહિ. એવા હેતુથી અમોએ આ જુજ કિંમતનું અતિ ઉપયોગી પુસ્તક બહાર પાડયું છે.

નોકરી દરમ્યાન નમૂનાનો સંગ્રહ કરી તેમાંના કોઇ કોઇ નમૂના તૈયાર કરી બાળાઓને ઇનામ માટે આપેલા છે. આશાછે કે દેશી કારીગરીના ઉત્તેજન તરીકેના આ ઉપયોગી પુસ્તકની ગણના કદરદાન ગૃહસ્થો કર્યા વગર રહેશે નહિ.

લી. કર્તા.

# અર્પણ પત્રિકા.

અખંડ સૌભાગ્યવંતાં

બાશ્રી ૧૦૮ મયાકુંવરબા સાહેબ,

મુ. વઢવાણ શહેર.

સ્રી કેળવણીને ઉચ્ચ સ્થિતિએ ચઢેલી જોવાને
આપ આતુર રહ્યાં કરોછો. વળી દેશી
કારીગરી પૈકી એઓના હાથથી થએલ
ઉદ્યોગને ઉત્તેજન આપવા આપના
મનનું વલણ પૂરેપૂરૂં છે. એવા
આપના ઉમદા સ્વભાવને આ-
ધીન થઇ આ લઘુ પુસ્તક આ
પનેજ અર્પણ કરવા મારૂં
પ્રમાર્દ્ર હૃદય દોડે છે.
તો તે સ્વીકારી
આભારી કર-
શોજી.

વઢવાણ શહેર.
રામચંદ્ર જન્મોત્સવ
દિને
સંવત ૧૯૬૨

લી. આપની
નાથી નારણજી શુકલના
આશિર્વાદ.

# સાંકળીઉં.

# ઊનના ગુંથણ કામની સમજ.

ગુંથણ કામમાં શરૂઆતમાં ત્રણ જાતના ટાંકા હોય છે. (૧) **પ્લેન.** (૨) **પર્લ.** (૩) **બ્રીઓષ.** પ્લેન ટાંકો એટલે સાદો ટાંકો. પર્લ ટાંકો એટલે સાદા ટાંકાથી ઉલટું લેવું તે; બ્રીઓષ ટાંકો એટલે ઉન ચડાવીને એક ટાંકો સામેથી ઉતારી લેવો. ને બે ટાંકા ભેગા લેવા. એજ રીતે ફરી ફરીને કરવું.

## નમૂના.

## ગલપટો બનાવવા વિષે.

સાહિત્ય—ઉનની ચાર આંટીઓ ને હાથી દાંતની સોય.

છત્રીશ ટાંકા બનાવવા ને બ્રીઓષ ટાંકા ગુંથવા.

**પહેલી હાર**—એક ટાંકાને ઉતારી લો *સોયની સામે તમારો દોરો લાવો, ગુંથ્યા વગર એક ટાંકો ઉતારી લો ને એક પ્લેન ટાંકો ગુંથો. *આ નિશાનીથી તમારી સોય ઉપર છેલ્લા ટાંકા સુધી ફરીને એજ પ્રમાણે કરો છેલ્લો ટાંકો પ્લેન ગુંથો

**બીજી હાર**—એક ટાંકાને ઉતારી લો *સોયની સામે તમારો દોરો લાવો, ગુંથ્યા વગર એક ટાંકો ઉતારી લો. બે ટાંકા એકઠા ગુથો *આ નિશાનીથી તમારી સોય વતી છેલ્લા ટાંકા સુધી ફરીથી એજ પ્રમાણે કરો. છેલ્લો ટાંકો પ્લેન ગુંથો ને તમારૂં ગુંથણ એક

વાર (યાર્ડ) લાંબુ થાય ત્યાં સુધી બીજી હાર મુજબ કર્યા કરવું. ત્યાર પછી બંધ કરો. હવે બન્ને બાજુને લંબાઇએથી વાળો અને તેજ જાતના ઉનના દોરાથી મજબૂત એકઠું શીવી લો.

આ પૂરૂં થયે ગુંથણને ઉટાવી નાંખો એટલે સવળું કરો તેમાં સીવણને એક પડખે રાખો એટલે ગલપટો પહેરતી વખતે તે દેખાશે નહિ. ગુંથણને એક છેડે વચમાં એજ રંગનું એક મોટું ફુમતું બનાવો.

## બીજી જાતનો ગલપટો.

બારે ભાગી શકાય તેટલા ટાંકા માંડો એટલે ૨૪, ૪૮, ૬૦, ૭૨ વગેરે.

**પહેલી હાર**—બધા પ્લેન; **બીજી હાર**—બધા પર્લ ટાંકા.

**ત્રીજી હાર**—બધા પ્લેન; **ચોથી હાર**—બધા પર્લ ટાંકા.

**પાંચમી હાર**—એક પ્લેન, બે ભેગા, ફરીથી બે ભેગા, ઉન આગળ લાવો. એક પ્લેન, ઉન આગળ લાવો, એક પ્લેન, ઉન આગળ લાવો, એક પ્લેન, ઉન આગળ, એક ગુંથ્યા વગરનો ટાંકો કાઢી લેવો. એક પ્લેન, ગુંથા વગરનો ટાંકો કાઢી નાંખ્યો હતો તે પાછો ઉથલાવી લો, એક ગુંથ્યા વગરનો ટાંકો લો, એક પ્લેન ગુંથો પહેલો ગુંથ્યા વગરનો ટાંકો લીધો હતો તે ઉથલાવી લો.

**છઠ્ઠી હાર**—બધા પર્લ ગુંથવા.

**સાતમી હાર**—પાંચમી હાર પ્રમાણે ગુંથ્યા કરો.

**આઠમી હાર**—છઠ્ઠી હાર પ્રમાણે ગુંથવી.

એમ બધી હારો પાંચમીને છઠ્ઠી હાર પ્રમાણે ગુંથ્યા કરવી ને બંધ કરી છેડે ફુમકાં મૂકવાં,



## બે સોયાના મોજાનો નમૂનો. (अ).

પાંચથી ભાંગી શકાય તેટલા ટાંકા માંડો એટલે ૧૦, ૧૫, ૨૦, ૨૫ વગેરે.

**પહેલી હાર**—બે પર્લ, ઉન આગળ રાખીને ત્રણ પ્લેન. બે ભેગા, ઉન આગળ, એવી રીતે હાર પૂરી કરો. એટલે છેલ્લો એક ટાંકો ઘટશે. તે ચડાવવો. એ ટાંકો ભાતની કોરમાં પડવો જોઇએ.

**બીજી હાર**—ત્રણ પર્લ, બે પ્લેન, હાર પૂરી થતાં સુધી કરો.

**ત્રીજી હાર**—બે પર્લ, ત્રણ પ્લેન, હાર પૂરી થતાં સુધી કરો.

**ચોથી હાર**—ત્રણ પર્લ, બે પ્લેન, હાર પૂરી થતાં સુધી કરો.

ઊપરની ચાર હાર ગુંથવાથી એક કાણું પડશે. એવી નવ હાર સફેદ ઉનથી ગુંથો. પછી ગુલાબી ઊનથી સાંધીને ભાગ પાડવા. ત્રીશ ટાંકાની પહેલી હાર લેવી પછી એ ત્રીશ ટાંકામાંથી દશ ટાંકામાં ૭ વખત પહેલી હારથી લેવી એટલે ચોવીશ વખત થશે. ને ૭ કાણાં થશે પછી એક તરફથી બારને બીજી તરફથી બાર એવી રીતે ચોવીશ ટાંકા વધશે પછી પહેલા બાર ટાંકા ઉપાડવા પછી પહેલા વીશ ટાંકામાં પહેલી હાર એક તરફથી લઇ જવી ત્યાર પછી બીજી તરફથી બાર ટાંકા ઉપાડવા ત્યાર પછી બાકીના જે વીશ ટાંકા રાખ્યા હતા તેમાં પણ તે હાર લેવી ત્યારે તે બધા મળી અગોતેર ટાંકા

થશે. પછી તેની ઊપર એક પ્લેન હાર લેવી ત્યાર પછી બીજા રંગની ઊન સાંધવી ને બાર વખત પ્લેન હાર લેવી એટલે છ હારો થશે. ત્યાર પછી અકેક હારમાં એક ટાંકો ઘટાડવો ને બીજી હારમાં ન ઘટાડવો. એવી રીતે સાત હાર કરી જવી એટલે કુલ તેર હાર થશે પછી બંધ કરવું.

---

## બૂટ મોજાનો નમૂનો

ત્રેંતાળીશ ટાંકા ધોળા ઉનથી માંડો.

**પહેલી હાર**—ઊપરના ભાગને સારૂ દશ વખત પ્લેન ગુંથોં.

**બીજી હાર**—પર્લ ગુંથ્યા પછી બીજી લાલ ઉન સાંધીને પહેલી હારથી શરૂ કરો.

**પહેલી હાર**—ગુથ્યા વગરનો એક ટાંકો કાઢી લો બીજા ટાંકામાં એક પ્લેન ગુંથો. એક પર્લ ને એક પ્લેન, ઉન આગળ લાવો, ત્રણ પર્લ ગુંથો. એ રીતે ભેગા ને ઉન પછવાડે. એક પ્લેન, એક પર્લ એક પ્લેન એક ટાંકામાંથી નિશાનીથી ફરી શરૂ કરો છેલ્લો ટાંકો પર્લ આવવો જોઇએ.

**બીજી હાર**—પીસ્તાળીશ પર્લ,

**ત્રીજી હાર**—એક ટાંકો ગુથ્યા વગરનો કાઢી લો. ત્રણ પર્લ એ રીતે ભેગા. એક પ્લેન, એક પર્લ ને એક પ્લેન એક ટાંકામાં ત્રણ પર્લ એ રીતે ભેગા. અને છેલ્લો એક ટાંકો પ્લેન આવવો જોઇએ.

**ચોથી હાર**—ત્રેંતાળીશ પર્લ આ ચાર હાર નવ વખત ગુંથો એટલે છત્રીશ હાર થશે.

**સાડત્રીશમી હાર**—પહેલી હાર પ્રમાણે થશે.

**આડત્રીશમી હાર**—પીસ્તાળીશ પર્લ. લાલ ઉન કાઢી નાંખો ને ધોળી ઊન સાંધો.

**ઓગણચાળીશમી હાર**—સોળ ટાંકા ગુંથ્યા વગર જમણી તરફના સોયા ઊપર ઊતારી લો ને એક પ્લેન ગુંથો એક પર્લ ગુંથો ત્રણ પર્લ ગુંથો એ રીતે ભેગા એક પ્લેન ગુંથો એક પર્લ એક પ્લેન ગુંથો એક ટાંકામાં ત્રણ પર્લ એ રીતે ભેગા. પછી એક પર્લ ને એક પ્લેન એટલે અગીયાર ટાંકા થશે. પછી અગીયાર ટાંકા પર્લ ગુંથો પહેલી હારથી ચોથી હાર સુધી બાર વખત કરો એટલે અઢી લાંક થશે. પણ બારમી હાર પર્લ ને બદલે પ્લેન કરો. અને પહેલા અગીયાર લાંબા ટાંકા ડાબી તરફના સોયા ઉપર ઊતારી લો ને બર્લીન ઊનને પહેલા કરતાં ઝીણો સોયો લઈને અગીયાર ટાંકા પ્લેન કરો એ પ્રમાણે બાર હાર કરો એટલે ૭ હાર પડશે.

**તેરમી હાર**—નાની હાર એક ગુંથ્યા વગર, બે પ્લેન, બે ભેગા, ત્રણ ટાંકા રહે ત્યાં એક પ્લેન. આ ત્રણ ટાંકા બે પ્લેન, બે ભેગા એક પ્લેન.

**ચૌદમી હાર**—બધા પ્લેન, **પંદરમી હાર**—તેરમી હાર પ્રમાણે, **સોળમી હાર**—ચૌદમી હાર પ્રમાણે, **સત્તરમી હાર**—તેરમી હાર પ્રમાણે. **અઢારમી હાર**—ચૌદમી હાર પ્રમાણે.

એટલે પાંચ ટાંકા રહેશે. ધોળું ઉન તોડી નાંખો. હવે જમણી તરફના ટાંકા પ્લેન ને બીજી હાર પરથી સોળ ટાંકા ઉપાડો અને પ્લેન રીતે ગુંથો. વચલા પાંચ ટાંકા પ્લેન રીતે ગુંથો હવે ડાબી

તરફના સોળ ટાંકા ઊપાડી અને પ્લેન રીતે ગુંથો એટલે ઓગણોતેર ટાંકા થશે બીજી હારથી દશમી સુધી પ્લેન કરો.

**અગીયારમી હાર**—અઠ્ઠાવીશ પ્લેન, બે પર્લ, બે ભેગા, નવ પ્લેન, બે પર્લ, બે ભેગા, અઠ્ઠાવીશ પ્લેન.

**બારમી હાર**—બધા પ્લેન,

**તેરમી હાર**—અઠ્ઠાવીશ પ્લેન, બે પ્લેન ભેગા, સાત પ્લેન બે ભેગા પ્લેન, અઠ્ઠાવીશ પ્લેન.

**ચૌદમી હાર**—બધા પ્લેન.

**પંદરમી હાર**—અઠ્ઠાવીશ પ્લેન, બે પ્લેન ભેગા, પાંચ પ્લેન બે પ્લેન ભેગા અઠ્ઠાવીશ પ્લેન એ પ્રમાણે ગુંથો

**સોળમી હાર**—બધા પ્લેન,

**સત્તરમી હાર**—એક ગુંથ્યા વગરનો ટાંકો કાઢી લો બે પ્લેન ભેગા, પચીશ પ્લેન, બે પ્લેન ભેગા, ત્રણ પ્લેન, બે પ્લેન ભેગા, પચીશ પ્લેન, બે પ્લેન ભેગા, એક પ્લેન.

**અઢારમી હાર**—બધા પ્લેન

**ઓગણીશમી હાર**—એક ગુથ્યા વગરનો ટાંકો કાઢી લો બે પ્લેન ભેગા, ચોવીશ પ્લેન, બે પ્લેન ભેગા, એક પ્લેન, બે પ્લેન ભેગા, ચોવીશ પ્લેન, બે પ્લેન ભેગા, એક પ્લેન.

**વીશમી હાર**—બધા પ્લેન ત્યાર પછી બંધ કરવું.

---

# ચાર સોયાનું મોજું.

સાઠ ટાંકા બનાવો. એક હાર પ્લેન ગુંથો.

ત્યાર પછી બે ટાંકા પ્લેન અને બે પર્લ એમ વારા ફરતી દરેક તરફ બબ્બે ઈંચ ગુંથો. ત્યાર પછી દરેક તરફ ચાર ઈંચ પ્લેન ગુંથો ઘુંટી તરફ મોજાના પગનો આકાર કરવા નીચે પ્રમાણે ટાંકા ઓછા કરવા.

છેલ્લા બે અને પહેલા બે ટાંકાને બે સોયાપર સાથેજ ગુંથો ને એ ટાંકા જ્યાં ઓછા કરવા હોય તે બતાવવાને તે ટાંકામાં જુદીજ જાતનો દોરો નાંખો એ દોરો મોજું તૈયાર થએ કાઢી નાંખવો છ હાર બધી તરફ પ્લેન ગુંથો ને ત્યાં આગળ પાછા ટાંકા ઓછા કરવા.

છ હાર બધી તરફ પ્લેન ગુંથો પાંચ વખત ટાંકા ઓછા થાય ત્યાં સુધી એજ રીતે ફરી ફરીને કરવું.

પાંચમી વાર ટાંકા ઓછા થયા પછી બધી તરફ બે ઇંચ પ્લેન ગુંથવું તળીઆને માટે ટાંકાના સરખા ભાગ કરવા, ત્રણે સોયા ઉપર પચાશ ટાંકા થવા જોઇએ.

ઓછો થએલો ભાગ વચમાં રાખીને તેની એક તરફ બાર ને બીજી ઉરફ તેર ટાંકા સોયા પર કાઢી લેવા, બીજા પચીશ ટાંકાથી પગની પાટલીનો ભાગ ઊંચો બનશે એ ટાંકાના બે ભાગ કરી બે સોયા પર મૂકવા એડી બને ત્યાં સુધી એ ટાંકા ગુંથવા નહિ.

એડીના પચીશ ટાંકા દોઢ ઇંચ એક વખત પર્લ ને બીજી વખત પ્લેન એ પ્રમાણે ગુંથો.

# એડી કરવા માટે નીચે પ્રમાણે કરવું.

મોજાની સઘળી બાજુ તમારી ભણી હોય ત્યારે પંદર ટાંકા ગુંથો બે ટાંકા એકઠા ગુંથો ત્યાર પછી ગુંથણને ફેરવો એટલે જમણા હાથની સોય ડાબા હાથમાં ને ડાબા હાથની સોય જમણા હાથમાં આવશે પાંચ ટાંકા પર્લ ગુંથો બે ટાંકા સાથે ગુંથો ગુંથણને ફેરવો, પાંચ ટાંકા પ્લેન ગુંથો બે ટાંકા ભેગા ગુંથો *આ નિશાનીથી બેઉ બાજૂએ વધારે ટાંકા લેવાની જરૂર ન રહે ત્યાં સુધી એ રીતે વારે વારે કરવું ને ૭ ટાંકાથી એડી બનાવી તે માત્ર રહેશે.

પછી આ દોઢ ઇંચ ગુંથણની બન્ને બાજુના અઢાર ટાંકા ઉપાડી લો આ અઢાર ટાંકાને અને ૭ ટાંકામાંના ત્રણ ટાંકાને એક સોયા પર મૂકો બાકીના ત્રણ ટાંકાને અને સામેની બાજુના અઢાર ટાંકાને ઉપાડીને બીજા સોયા પર મુકો ને પગની પાટલીના પચીશ ટાંકાને બે સોયાપર મુકયા હતા તેમને ત્રીજા સોયાપર મૂકો. હવે ત્રણે સોયપર ૬૭ ટાંકા થશે પછી એક બધી તરફ પ્લેન ગુંથો.

પગની પાટલીના ઊંચા ભાગની બન્ને બાજુના બેઉ સોયા પરના છેલ્લા બે અને પહેલા બે ટાંકાને દરેક ત્રીજી હારમાં એકઠા ગુંથવા જોઇએ. એ રીતે પાંચ વખત કરવું.

ચાર ઇંચ બધી તરફ પ્લેન ગુંથો ને પગના અંગૂઠાને માટે નીચે પ્રમાણે ટાંકા ઓછા કરવા.

પાંચ ટાંકા પ્લેન ગુંથો અને છઠ્ઠા તથા સાતમા ટાંકાને એકઠા ગુંથો એ પ્રમાણે બધી તરફ ગુંથો ૭ હાર પ્લેન ગુંથો.

બધી તરફ ચાર ટાંકા પ્લેન ગુંથો અને પાંચમા તથા છઠ્ઠા ટાંકાને સાથેજ ગુંથો પાંચ હાર પ્લેન ગુંથો.

બધી તરફ ત્રણ ટાંકા પ્લેન ગુંથો ને ચોથા તથા પાંચમા ટાંકાને સાથેજ ગુંથો ચાર હાર પ્લેન ગુંથો.

બધી મેર બે ટાંકા પ્લેન ગુંથો અને દરેક ત્રીજા તથા ચોથા ટાંકા ને સાથે ગુંથો ત્રણ હાર પ્લેન ગુંથો.

એક ટાંકો ગુંથો ને દરેક બીજા તથા ત્રીજા ટાંકાને બેગા ગુંથો બે હાર પ્લેન ગુંથો. બધા તરફ બબ્બે ટાંકાને એકઠા ગુંથો. અને બાકી રહેલી સોય પરના ટાંકાને કાઢી નાંખો કાઢી નાંખતી વખતે શીવવાની સોય જોડે વળગાડવા માટે ઉનનો આશરે ૭ ઇંચનો લાંબો કડકો રાખવો.

---

## માથાની વેણીને વાસ્તે નમૂનો.

પાંચ ટાંકા માંડો.

**પહેલી હાર**—પ્લેન ગુંથો.

**બીજી હાર**—એક ટાંકામાં સોયાને ભેરવો. સોયાની સાથે આંગળી રાખી ત્રણ વખત ઉનને લપેટો ને સોયાની વચ્ચેથી કાઢી લો.

**ત્રીજી હાર**—બધા પ્લેન એવી રીતે વેણી પૂરી કરો.

## ઉનની ટોપી બનાવવા વિષે.

ધોળી અને અસમાની ઉનની બે આંટીઓ લેવી ને સાધારણ જાડાઇના હાથીદાંતના બે સોયા લેવા.

ધોળી ઉનના અઠ્ઠાવન ટાંકા બનાવો.

**પહેલી હાર**—એક ટાંકો ઉતારી લો. *દોરો સામે લાવો. ગુંથ્યા વગર એક ટાંકો ઉતારી લો. એક ટાંકો પ્લેન ગુંથો *આ નિશાનીથી હારના છેડા સુધી ફરી ફરીને કરો. એક ટાંકો રહેશે તે પ્લેન ગુંથો.

**બીજી હાર**—એક ટાંકો ઉતારી લો. *દોરો સામે લાવો. ગુંથ્યા વગર એક ટાંકો ઉતારી લો, બે ટાંકા એક કરો. *આ નિશાનીથી હારના છેડા સુધી ફરી ફરીને કરો. બાકી એક ટાંકો રહેતે પ્લેન ગુંથો.

એ પછીની દરેક હાર સરખી છે. તમારે દરેક બાજુપર દશ દશ હાર ગણી લેવી ત્યાં સુધી ધોળું ઉન ગુંથો. હવે આસમાની ઉન સાંધો અને સત્તાવીશ હાર ગુંથો.

એ પ્રમાણે તમારે બ્રીઓપ ટાંકાની અઠ્ઠાવીશ ઉભી લીટી ચ૪ રહેશે. તેત્રીશ ટાંકા કાઢી નાંખો એટલે બ્રીઓપની અગીયાર ઉભી લીટી થશે બ્રીઓપની અગીયાર ઉભી લીટી કાઢી નાંખી ને બીજી હારનો આરંભ કરો, ત્યારે ટોપીના વચ્ચે તમારી સોય ઉપર બ્રીઓપની ૭ ઉભી લીટી રહેશે. પચીશ હાર થાય ત્યાં સુધી પચાશ વખત આ ૭ ઉભી લીટીને આગળને પાછળ ગુંથો, તેથી કરીને ટોપીનો આ પાછલો ભાગ થયો. અગીયાર કાઢી નાંખેલી ઉભી લીટીઓ જે બે તરફ બનેલી છે. તેને આ વચલા ભાગ સાથે સીવી લો તેમાં ૭ ઉભી લીટીને તમારા સોયા ઉપર હમેશાં રાખવી. જ્યાં સુધી આસમાની ઉન છે ત્યાં સુધી. દરેક બાજુ ઉપર ટાંકા ઉઠાવો આસમાની ઉનથી બે હાર બ્રીઓપમાં થાય ત્યાં સુધી એ ટાંકા ગુંથો.

હવે સફેદ ઉન સાંધો અને બાર હાર ગુંથો. તે દરેક બાજુ ઉપર પૂરૂં થએ કાઢી નાંખો.

ઉનની કસ બનાવીને જે ટાંકા તમે ઉઠાવ્યા હોય તેમાં થ-ઈને એ કસને બહાર કાઢો. કસને બન્ને છેડે ફુમતાં મૂકીને કામ પૂરૂં કરો.

ટોપીની સામે જે સફેદ ભાગ હોય તેને ફેરવો. તેને દરેક છેડે સીવી લો. છોકરાની હડપચી નીચે કસો સામેથી બાંધો.



# ઉનની ટોપીનો બીજો નમૂનો.

મધ્યમ જાડાઇના લોઢાના સોયા અને ચીરેલું ધોળું ઉન લો એકસો ત્રીશ ટાંકા બનાવો

એક પડખે દશ હાર ગણી શકાય ત્યાં લગી આગળને પાછળ તથા પ્લેન ગુંથો.

**પહેલી હાર** --*એક ગુંથો, ઉન આગળ લાવો, ત્રણ ગુંથો ગુંથ્યા વગર એક ટાંકો ઉતારી લો બે ભેગા ગુંથો. ગુંથ્યા વગરનો ઉતારેલો ટાંકો ગુંથેલા ટાંકા ઉપરથી ઉતારી લો. બે ગુંથો ઉન આગળ લાવો. એક ગુંથો *આ નિશાનીથી હારના છેડા સુધી ફ-રીને કરો.

**બીજી હાર** —પર્લ. પાંચ ઇંચ લગી આ બે હાર ફરીને કરો. ટોપીના પાછલા ભાગના ટાંકા આ પ્રમાણે ઓછા કરવા, બન્ને બા-જુએ ત્રણ હારો ગણી શકાય ત્યાં લગી આગળને પાછળ પ્લેન

ગુંથો, એક ગુંથો. હારના છેડા લગી બે ભેગા ગુંથો. ગુંથણની બન્ને બાજુએ ત્રણ ત્રણ હાર થાય ત્યાં સુધી ફરીને પ્લેન ગુંથો. એક ગુંથો હારના છેડા લગી બે ભેગા ગુંથો ત્રણ હારને માટે ફરીને પ્લેન ગુંથો એક ગુંથો હારના છેડા લગી બે ભેગા ગુંથો સોયમાં ચીરેલું ઉન પરોવો ગુંથવાની સોયમાંથી બાકી રહેલા ટાંકા કાઢી લઇ ઉન ઉપર લઇ લો. સોય કાઢી લઇ તેની જોડે ઉનની મજબુત ગાંઠ વાળો, આ કર્યું એટલે ટોપી તૈયાર થશે.

હવે ટોપીનો પાછલો ભાગ જે ગરદન પર પડદા જેવો લટકે છે તે ગુંથવો જોઇએ, ટોપીના તળીઆના આશરે સો ટાંકા ઉપાડી લેવાથી તે બને છે.

પાંચ હાર પ્લેન ગુંથો. પહેલી હાર એક ગુંથો, ઊન આગળ લાવો, બે ભેગા ગુંથો, * આ નિશાનીથી હારના છેડા લગી ફરી કરો

**બીજી હાર**—પર્લ. આશરે ચાર ઇંચ થાય ત્યાં લગી આ બે હાર ફરીને કરવી. પછી સોય પરથી ટાંકા કાઢી નાંખો. ટોપીના આગલા ભાગ જે મોંની આસપાસ આવે છે તેને માટે કોર કે મગજી નીચે પ્રમાણે બનાવવી

ચીરેલા ધોળા અથવા રંગ વાળા ઉનના આઠ ટાંકા બનાવો એક હાર પ્લેન ગુંથો, પહેલા ટાંકામાં સોય મૂકો ડાબા હાથની તર્જની ( અંગુઠા પાસેની આંગળી ) સોયની તળે રાખો સોય ઉપર અને આંગળીની આસપાસ ઉનની ચાર ચાર આંટીઓ વીંટાળો આ ચારે ગાળાને ટાંકામાંથી કાઢી લો, એની પછીના સાત ટાંકાને એજ પ્રમાણે કરવું. ટોપીના આગલા ભાગને ફરી વળે એવડી લાંબી પટી થાય ત્યાં સુધી આ બે હ ર ફરીને કરવી અને જે દશ પ્લેન

**હારથી** ટોપી શરૂ કરી હતી તેના ઉપર એ પટીને શીવી લેવી.

હડપચીની નીચે જ્યાં કસ બંધાય છે ત્યાં કસને પરોવવી ને પછી છેડે ફુમતાં ટાંગવાં.

## ટોપીનો ત્રીજો નમૂનો.

### એક સોયાની ટોપી.

પ્રથમ ત્રણ સાંકળ ગુંથો પછી તેને પહેલી સાંકળ સાથે જોડી દો, એટલે ગોળ થશે. હવે એકેક ટાંકામાં બબે ટાંકા કરો. જ્યાં સુધી સોળ ટાંકા થાય. પછી તેના આઠ ભાગ પાડો, પણ જ્યાં હાર પૂરી થાય ત્યાં નિશાનીને માટે બીજા રંગની ઊનનો કટકો સાંધો.

**પહેલી હાર**—એક ટાંકામાં બે ટાંકા કરો ને એક ટાંકામાં એક ટાંકો કરો એમ કરી હાર પૂરી કરો.

**બીજી હાર**—એક ટાંકામાં બે ટાંકા કરો ને બે ટાંકામાં એક ટાંકો કરો એવી રીતે હાર પૂરી કરો.

**ત્રીજી હાર**—એક ટાંકામાં બે ટાંકા કરો ને ત્રણ ટાંકામાં એક ટાંકો કરો એવી રીતે હાર પૂરી કરો.

આ પ્રમાણે ગુંથો. એકેક હારમાં હમેશાં દરેક ભાગમાં એક એક ટાંકો વધારે આવશે એટલે દરેક ભાગમાં આઠ ટાંકા વધશે, આવી રીતે ગુંથો જ્યાં સુધી દરેક હારમાં ઓગણીશ ટાંકા ગણી શકાય તે પછી ચાર હાર સીધીને સીધી ગુંથો.

ઊપલા ભાગને માટે ચાર સાંકળ ગુંથો એક ટાંકો મૂકી દઇને

એક લાંબો ટાંકો ગુંથો એવી રીતે આઠ ભાગ પાડેલા છે તેમાંથી ૭ ભાગના ઊપર ગુંથો બે ભાગ મૂકી દઇને ફરો હવે તેના ઊપર ગુંથો.

**પહેલી હાર**—એક તમામ નાનો ટાંકો.

**બીજી હાર**—તમામ લાંબો ટાંકો, **ત્રીજી હાર**—તમામ નાનો ટાંકો. **ચોથી હાર**—તમામ લાંબો ટાંકો.

આઠ વખત કરો એટલે સોળ હાર થશે.

**સત્તરમી હાર**—ચાર સાંકળ ગુંથો. એક લાંબો ટાંકો એક સાંકળ એક મૂકી દઇને એક નાનો ટાંકો * પેલી નિશાનીથી આ નિશાનો સુધી ૫રી ફરીને ગુંથો.

---

## ગળાનો ભાગ.

હવે ગળાના ભાગ માટે પડખે ઉતરવું. ચાર સાંકળ, એક ટાંકો મૂકી દઇને એક લાંબો ટાંકો, એક સાંકળ, એક ટાંકો મૂકી દઇને એક લાંબો ટાંકો, આમને આમ હાર પૂરી કરો ચાળીશ લાંબા ટાંકા થશે.

**બીજી હાર**—તમામ નાનો ટાંકો એક્યાશી ટાંકા થશે હવે ૫રો.

**ત્રીજી હાર**—વીશ લાંબા ટાંકા કરો એક ટાંકામાં ત્રણ લાંબા ટાંકા કરો. ઓગણીશ લાંબા ટાંકા કરો એક ટાંકામાં ત્રણ લાંબા ટાંકા કરો. વીશ લાંબા ટાંકા કરો.

**ચોથી હાર**—તમામ નાનો ટાંકો કરો.

**પાંચમી હાર**—લાંબા ટાંકા કરો. ત્રણ ઠેકાણે જ્યાં વધારે જે તે ઠેકાણું વધારો.

**છઠ્ઠી હાર**– તમામ નાનો ટાંકો;

**સાતમી હાર**—પાંચમી હાર પ્રમાણે

**આઠમી હાર**—તમામ નાનો ટાંકો

**નવમી હાર**—તમામ લાંબો ટાંકો પણ વધારવો નહિ.

**દશમી હાર**—તમામ નાનો ટાંકો સતરમી હાર પ્રમાણે ગળાના ત્રણે ભાગની બાજુ પર કોર કરો એટલે ટોપી પૂરી થશે.

---

## ટોપીની કોર.

પ્રથમ પાંચ સાંકળ પાડો

**એક હાર**—પ્લેન ગુંથો; **બીજી હાર**—ડાબા હાથની તર્જની સોયાની નીચે રાખો અને તે બન્ને ઉપર ચાર વખત ઉન લપેટો નાકાની વચ્ચેથી કાઢો. એવી રીતે ફુમતાં વાળી કોર કરી ટોપીની ચારે તરફ સીવી લો.

---

## ચોળી કરવા વિષે.

ચોળી કરવા માટે બે ફાળા ઉન જોઇએ

ચાળીશ ટાંકા બનાવો ચોવીશ હાર સુધી પ્લેન ગુંથો બન્ને બાજુ ઉપરથી બાર બાર હાર ગણી લેવી.

**એકવીશમી હાર**—બે ટાંકા ગુંથવા એક ટાંકો નવો બનાવો બાકીની બધી હાર પ્લેન ગુંથો

**બાવી શમીહાર**—બધા પ્લેન ગુંથો એ પ્રમાણે બાવીશ વાર કરવુ તેમાં એટલી સંભાળ રાખવી કે એકજ બાજુ ઉપર હમેશાં વધારવું આ પૂરૂં કરી રહ્યા પછી સુડતાળીશ ટાંકા થશે હવે બીજી વીશ હાર પ્લેન ગુંથો તે પછી બાંયનો આરંભ કરો.

ગુંથણની જે બાજુ વધારેલી હોય તે બાજુએ એકવીશ ટાંકા નવા બનાવો ૪રો. અને બેંતાળીશ નવા ગુંથો એ પછી તમારા સોયા ઉપર છવીશ ટાંકા થશે. એ છવીશ ટાંકા ગુંથવા નહિ પણ સોયા ઉપર રાખવા. એ બેંતાળીશ ટાંકા પચાસ હાર સુધી આગળ ને પાછળ ગુંથો પચાસ હાર પૂરી થઇ

**એકાવનમી હાર**—બે પ્લેન ટાંકા ગુંથો, પછી બે ભેગા ગુંથો ચોત્રીશ ટાંકા પ્લેન ગુંથો પછી તમારા સોયા ઉપર ચાર ટાંકા રહેશે બે ટાંકા ભેગા ગુંથો બે ટાંકા પ્લેન ગુંથો.

**બાવનમી હાર**—બધા પ્લેન ગુંથો

**ત્રેપનમી હાર**—બે પ્લેન ગુંથો, બે ભેગા ગુંથો બત્રીશ ટાંકા પ્લેન ગુંથો સોયા ઉપર ચાર ટાંકા રહેશે. બે ભેગા ગુંથો,બે પ્લેન ગુંથો.

**ચોપનમી હાર**—બધા પ્લેન, તમારે જ્યાં સુધી બાયો લાંબી જોઇએ ત્યાં સુધી આ બે હાર ફરીને કરો. જો તમે ઉપર પ્રમાણે કરશો તો તેવી બાંયને માટે પચાસ હાર ગુંથો ને નાની બાંય જોઇતી હોય તો છેંતાળીશ હાર ગુંથો. બાંય જોઇએ તે કરતાં વધારે લાંબી હોય અથવા પહોળી હોય તો તે બનાવનારે માપીને નક્કી કરવું ને તે મુજબ પોતાનું કામ બજાવવું જો બાંય સાંકડી હોય તો બીજી

વધારે હાર ઉમેરવી. અને જો બહુ લાંબી અથવા પહોળી હોય તો હાર કાઢી નાખવી. બાંય જેવી જોઇએ તેવી લાંબી થઇ હોય તો લાલ ઊન લેવું ને તે ઊપર કોર કરો. ત્રણ પ્લેન, ત્રણ પર્લ એવી રીતે આખી હાર ઊપર ગુંથો, એવી વીશ હાર કરવી અને બે બાજુએ દશ દશ લીટી ગણી લેવી એક બાંય પૂરી કરો ને બંધ કરો. એટલે બાંય પૂરી થઇ. તમારા સોયા ઊપર છવ્વીશ ટાંકા ગુંથ્યા વગર બાકી છે. પહેલા એકવીશ ટાંકા બનાવ્યા હોય તે ઊઠાવો. અને એ છવીશમાં ઊમેરો. અને એ રીતે તમારા સોયા ઊપર સુડતાળીશ ટાંકા થશે. હવે એ **ચોળીની પીઠ** બનાવો-વીશ હાર સુધી પ્લેન ગુંથો. દરેક બાજુ પર દશ દશ લીટી ગણી લેવી.

**એકવીશમી હાર**—તેમાં બે ટાંકા પ્લેન ગુંથો; બે ટાંકા ભેગા ગુંથો, ને બાકીના બધા ટાંકા પ્લેન ગુંથો, આથી સંખ્યામાં ઓછું થશે.

**બાવીશમી હાર**—બધા પ્લેન ગુંથો, આ રીતે પાંચ વાર ગુંથો. તમારા સોયાની એક બાજુ ઉપર હવે છ હાર ઓછી થશે. અને એકતાળીશ ટાંકા રહેશે હવે ચાળીશ હાર સુધી પ્લેન ગુંથો. એટલે એકેક બાજુ પર વીશ લીટી દેખાશે ચાળીશ હાર પૂરી થશે.

**એકતાળીશમી હાર**—પ્લેન ગુંથો, બે પ્લેન ગુંથો, એક વધારે ઉઠાવો; બાકીના પ્લેન ગુંથો.

**બેંતાળીશમી હાર**—બધા પ્લેન ગુંથો, એ પ્રમાણે પાંચ વખત એકતાળીશમી અને બેંતાળીશમી હાર પ્રમાણે કરવું. અને દરેક બાજુ ઉપર છછ હાર વધારે ગણાશે. અને દરેક સોયા ઉપર સુડતાળીશ ટાંકા થશે, તે પછી વીશ હાર સુધી પ્લેન ગુંથો. દરેક બાજુ ઊપર દશ દશ લીટી ગણાશે. હવે ચોળીની પીઠ પૂરી થઇ.

**બીજી બાંય**-વધારેલી બાજુ ઊપર એકવીશ ટાંકા બનાવો, ને પહેલી બાંયને માટે ઊપર લખ્યું તેવુંજ કરો. બાંય પૂરી થએ ફરી પાછા તમારા સોયા ઊપર છવીશ ટાંકા રહેશે. બીજી બાંયના એકવીશ ટાંકા ઊઠાવો, અને તમારા સોયા ઊપર સુડતાળીશ ટાંકા થશે, વીશ હાર સુધી પ્લેન ગુંથો

**એકવીશમી હાર**-બે પ્લેન, બે ભેગા ગુંથો ને બાકીના બધા પ્લેન ગુંથો.

**બાવીશમી હાર** પ્લેન ગુંથો. એ પ્રમાણે દશ વાર ગુંથવું એ રીતે તમારી ચોળીની બન્ને બાજુ સરખી થશે, અને તમારા સોયા ઊપર પાંત્રીશ ટાંકા રહેશે. વીશ હાર સુધી પ્લેન ગુંથો. દરેક બાજુઊપર દશ દશ લીટી ગણી લેવી અને પછી બંધ કરો.

**બીજું પડખું કરવા વિષે**—હવે તમારા સોયા ઊપર છવીશ ટાંકા છે. તે બાંયના એકવીશ ટાંકા ઊઠાવો. સુડતાળીશ ટાંકા થશે. દશ હાર પ્લેન ગુંથો. અકેક બાજુએ પાંચ પાંચ લીટી ગણી લો. હવે ગળાની બાજુએથી એક પ્લેન, બે ભેગા, બીજા બધા પ્લેન. જ્યાં સુધી પાંત્રીશ ટાંકા રહે ત્યાં સુધી કરો. વાશ હાર પ્લેન ગુંથો દશ દશ લીટી ગણી લેવી અને હવે બાંયોને સીવી લેવી. અને કાંઠલો કરવાને ખભાના ભાગ ઉપર પણ સીવી લેવું. ને કાંઠલો બનાવવા માટે આસપાસના તમામ ટાંકા ઊઠાવો અને ઊનની બે હાર કરો.

**પહેલી હાર**—ત્રણ પ્લેન ગુંથો, ઉન સામું લાવો, બે ભેગા, બાકીની એહાર પ્રમાણે ઊપર કરો.

**બીજી હાર**—પ્લેન ગુંથો એ જાતનું ઊન તોડી નાંખો ને

બીજી જાતનું ઊન સાંધો. અને એક કાંઠલે ગુંથી ત્રણ ટાંકા પ્લેન, ત્રણ ટાંકા પર્લ એવી રીતે દશ હાર કરવી.

એટલે બન્ને બાજુએ તમામ પ્લેન ઉપર પ્લેન લીટી આવશે ને પર્લ ઊપર પર્લ લીટી આવશે પછી બંધ કરો. હવે પેટ વાળ એટલે નીચેનો ભાગ સીધી બાજુને ઉઠાવો ને ઉનની બે હાર કરો.

**પહેલી હાર**—ત્રણ પ્લેન ગુંથો, ઊન સામું, બે ભેગા ગુંથો એ પ્રમાણે બાકીની હાર કરો.

**બીજી હાર**—પ્લેન ગુંથો, ઊન તોડી નાંખો, અને બીજી જાતનું ઉન સાંધો, હવે ત્રણ ટાંકા પ્લેન, ત્રણ ટાંકા પર્લ એવી રીતે વીશ હાર ગુંથો એ પ્રમાણે કરો એટલે ચોળી પૂરી થશે.

---

## બે સોયાના મોજાનો નમુનો. (ब)

બેંતાળીશ ટાંકા માંડવા, ત્રણ પ્લેન, ત્રણ પર્લ એમ ગુંથવું. એવી બાર હાર કરવી. બાર હાર થઇ રહ્યા પછી એક ટાંકો વધારે કરવો. આ એક ટાંકો વધારેલો છે તે હમેશા જયારે હાર પૂરી થાય ત્યારે પ્લેન કરવો.

**પહેલી હાર**—ઊન ચડાવો, એક ગુંથ્યા વગરનો ટાંકો કાઢો. બે ભેગા ગુંથો, ને ગુંથ્યા વગરનો ટાંકો ઉતારી લીધેલો છે તે ટાંકો આ બે ટાંકાની ઊપર થઇને કાઢી નાંખો. ઊન ચડાવો ત્રણ ટાંકા પ્લેન ગુંથો, આમને આમ હાર પૂરી કરવા એક ટાંકો રહે તે પ્લેન ગુંથો.

**બીજી હાર**—બધા પર્લ.

**ત્રીજી હાર**—ત્રણ પ્લેન, ઉન ચડાવો એક ટાંકો ગુંથ્યા વગરનો કાઢી લો બે ટાંકા ભેગા ગુંથો. ગુંથ્યા વગરનો એક ટાંકો બે ટાંકા ઉપરથી કાઢી લો, ઊનચડાવવી. આમને આમ હાર પૂરી કરો. એક ટાંકો રહેશે તે પ્લેન ગુંથો.

**ચોથી હાર**—બધા પર્લ આ ચાર હાર પ્રમાણે નવ હાર ગુંથવી એટલે છત્રીશ હાર થશે. હવે એ ઊન તોડી બીજા રંગનું ઉન સાંધી ચાર હાર પ્લેન ગુંથો.

**પાંચમી હાર**—બે ટાંકા ભેગા ગુંથો, ઉન ચડાવવી, બે ભેગા ગુંથો, ઉન ચડાવી છે તે એક ટાંકો રહેશે તે પણ ઉન ચડાવીને ગુંથો. ત્રણ હાર પ્લેન ગુંથવી. ઊન તોડી નાખો ને બીજા રંગનું ઉન સાંધો ત્રેંતાળીશ ટાંકાના ત્રણ ભાગ કરો. બે બાજુએ પંદર પંદર ટાંકા લેવા ને વચલામાં તેર ટાંકા રાખવા. આ તેર ટાંકા ઉપર ધોળા ઊનથી કરી તેવીજ રીતે ચાર ચાર હાર કરો. સોળ હાર થશે. ધોળું ઊન તોડી નાખી બીજો રંગ લો. ચૌદ હાર પ્લેન ગુંથો, તેના ઉપર પાંચ પાંચ હાર પ્લેન ગુંથો, પણ આના પહેલા બબે ટાંકા દરેક હારમાં ભેગા ગુંથો. આઠ ટાંકા રહેશે ઊન તોડી નાખો, ને સોયા ઉપર પંદર પંદર ટાંકા મૂકી દીધા છે તે ઉપરથી બાજુ પર એકવીશ ટાંકા ઊપાડી લો. ને ચાર ચાર ટાંકાને સોયા ઊપર આઠ ટાંકા છે ત્યાંથી ઉપાડી લો, એટલે ચાળીશ ચાળીશ ટાંકા થશે બીજા સોયાથી પણ એજ રીતેબીજી બાજુથી ઉપાડી લો, એટલે બે સોયા ઉપર ચાળીશ ચાળીશ ટાંકા થશે.

**બારમી હાર**—બધા પ્લેન ગુંથો.

**તેરમી હાર**—આડત્રીશ ટાંકા પ્લેન ગુંથો. છેલ્લા બે ટાંકા ભેગા. બીજા સોયાના પહેલા બે ટાંકા ભેગા ગુંથો ને આડત્રીશ ટાંકા પ્લેન ગુંથો.

**ચોદમી હાર**—બધા પ્લેન ગુંથો તેથી ઓગણચાળીશ ઓગણચાળીશ ટાંકા થશે.

**પંદરમી હાર**—એક પ્લેન, બે ભેગા, ચોત્રીશ પ્લેન, બે ભેગા બીજા સોયાના પહેલા બે ભેગા, ચોત્રીશ પ્લેન, બે ભેગા, એક પ્લેન, સાડત્રીશ ટાંકા રહેશે.

**સોળમી હાર**—બધા પર્લ.

**સત્તરમી હાર**—એક પ્લેન, બે ભેગા, બત્રીશ પ્લેન, બે ભેગા, બીજા સોયાના પહેલા બે ભેગા, બત્રીશ પ્લેન, બે ભેગા, એક પ્લેન, પાંત્રીશ ટાંકા રહેશે.

**અઢારમી હાર**—બધા પ્લેન,

**ઓગણીશમી હાર**—એક પ્લેન, બે ભેગા, ત્રીશ પ્લેન, બે ભેગા, બીજા સોયાના પહેલા બે ભેગા, ત્રીશ પ્લેન, બે ભેગા, એક પ્લેન.

**વીશમી હાર**—બધા પ્લેન, તેત્રીશ ટાંકા રહેશે.

**એકવીશમી હાર**— એક પ્લેન, બે ભેગા, અઠ્ઠાવીશ પ્લેન, બે ભેગા, બીજા સોયાના બે ભેગા, અઠ્ઠાવીશ પ્લેન, બે ભેગા, એક પ્લેન, હવે આ મોજું પૂરૂં થયું માટે બંધ કરો.

---

# એક સોયાના ઝબલાનો નમુનો

પહેલાં એક સાંકળ બનાવવી. તેના ત્રેસઠ ટાંકા ગુંથવા. પછી ફરવું. ત્રણ ટાંકા મૂકી દઇને ચોથા ટાંકામાં ચાર લાંબા ટાંકા બનાવવા. પછી બે સાંકળ મૂકી દઇને ત્રીજામાં ચાર લાંબા ટાંકા ગુંથવા. એવી જાતના વીશ ગોટા ગુંથવામાં આવશે. ત્રણ સાંકળ ગુંથી ને ફરવું.

**બીજી હાર**—પહેલીના લાંબા ચાર ચાર ટાંકા છે તેની વચમાં ચાર ચાર લાંબા ટાંકા ગુંથવા. પહેલી હારની ત્રણ સાંકળમાં લાંબો એક ટાંકો ગુંથવો. પછી ત્રણ સાંકળ લઇને ફરવું.

**ત્રીજી હાર**—ત્રણ વખત ચાર લાંબા ટાંકા કરવા, પછી એક વખત છ ટાંકા ગુંથવા, બે વખત ચાર, એક વખત છ, છ વખત ચાર, ફરીને એક વખત છ, બે વખત ચાર, એક વખત છ. ત્રણ વખત ચાર, પછી છેલ્લી ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો ત્રણ સાંકળ લઇને ફરવુ.

**ચોથી હાર**—ત્રણ વખત ચાર, છની ઉપર આઠ, બે ગોટા થશે, બે વખત ચાર, છની ઉપર આઠ, એક વખત ચાર, એક વખત છ, બે વખત ચાર, એક વખત છ, એક વખત ચાર, છની ઉપર આઠ, બે વખત ચાર, છની ઉપર આઠ, ત્રણ વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો ત્રણ સાંકળ લઇને ફરવું.

**પાંચમી હાર**—એક વખત ચાર, એક વખત છ, એક વખત ચાર, એક વખત છ, ત્રણ વખત ચાર, એક વખત છ. બે વખત ચાર, છની ઉપર આઠ, બે વખત ચાર, છની ઉપર આઠ, બેવખત ચાર,

એક વખત છ. ત્રણ વખત ચાર, એક વખત છ, એક વખત ચાર, એક વખત છ એક વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો. ત્રણ સાંકળ લઇને ફરવું.

**છઠ્ઠી હાર**—એક વખત ચાર, છની ઉપર આઠ, એક વખત ચાર, છની ઉપર આઠ, ત્રણ વખત ચાર, છની ઉપર આઠ, દશ વખત ચાર, છની ઉપર આઠ, ત્રણ વખત ચાર, છની ઉપર આઠ, એક વખત ચાર, છની ઉપર આઠ, એક વખત ચાર, ત્રણ સાકળમાં એક લાંબો ટાંકો કરવો. ત્રણ સાંકળ લઇને ફરવું.

**સાતમી હાર**—પાંચ વખત ચાર, એક વખત છ, ચાર વખત ચાર, એક વખત છ, દશ વખત ચાર, એક વખત છ; ચાર વખત ચાર, એક વખત છ, પાંચ વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો, ત્રણ સાંકળ લઇને ફરવું.

**આઠમી હાર**—પાંચ વખત ચાર, છની ઉપર આઠ, ચાર વખત ચાર, છની ઉપર આઠ, દશ વખત ચાર, છની ઉપર આઠ, ચાર વખત ચાર, છની ઉપર આઠ, પાંચ વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો ત્રણ સાંકળ લઇને ફરવું.

**નવમી હાર**—પાંચ વખત ચાર, એક વખત છ, છ વખત ચાર, એક વખત છ, દશ વખત ચાર, એક વખત છ, છ વખત ચાર, એક વખત છ, પાંચ વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો ત્રણ સાંકળ લઇને ફરવું.

**દશમી હાર**—પાંચ વખત ચાર, છની ઉપર આઠ, છ વખત ચાર, છની ઉપર આઠ, ચાર વખત ચાર, બે વખત છ, ચાર વ-

ખત ચાર, છની ઉપર આઠ, છ વખત ચાર, છની ઉપર આઠ, પાંચ વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો ત્રણ સાંકળ લઇને ફરવું.

**અગીયારમી હાર**—છ વખત ચાર, એક વખત છ, છ વખત ચાર, એક વખત છ, પાંચ વખત ચાર, છની ઉપર આઠ, છની ઉપર આઠ, પાંચ વખત ચાર, એક વખત છ, છ વખત ચાર, એક વખત છ, છ વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો. ત્રણ સાંકળ લઇને ફરવું.

**બારમી હાર**—છ વખત ચાર, છની ઉપર આઠ, છ વખત ચાર, છની ઉપર આઠ, ચૌદ વખત ચાર, છની ઉપર આઠ, છ વખત ચાર, છ ની ઉપર આઠ, છ વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો ત્રણ સાંકળ લઇને ફરવું.

**તેરમી હાર**—સાત વખત ચાર, આઠ ગોટા મુકી દઇને, છ વખત ચાર, એક વખત છ, બે વખત ચાર, એક વખત છ, છ વખત ચાર, આઠ ગોટા મૂકી દઇને સાત વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો, ત્રણ સાંકળ લઇને ફરવું.

**ચૌદમી હાર**—તેર વખત ચાર, છની ઉપર આઠ, બે વખત ચાર, છની ઉપર આઠ, તેર વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો ત્રણ સાંકળ લઇને ફરવું.

**પંદર, સોળને સત્તરમી હાર**—બધામાં ચાર લેવા.

**અઢારમી હાર**—પાંચ વખત ચાર, એક વખત છ, બે વખત ચાર, એક વખત છ, ચાર વખત ચાર, એક વખત છ, ચાર

વખત ચાર, એક વખત છ, બે વખત ચાર, એક વખત છ, પાંચ વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો. ત્રણ સાંકળ ગુંથીને ફરવું.

**ઓગણીસમી હાર**—પાંચ વખત ચાર, છની ઉપર આઠ, બે વખત ચાર, છની ઉપર આઠ, ચાર વખત ચાર, છની ઉપર આઠ, ચાર વખત ચાર, છની ઉપર આઠ, ચાર વખત ચાર, છની ઉપર આઠ, બે વખત ચાર, છની ઉપર આઠ, પાંચ વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો ત્રણ સાંકળ લઇને ફરવું.

**વીશ ને એકવીસમી હાર**—બધા ચાર ટાંકા લઇ ગુંથવું.

**બાવીશમી હાર**—છ વખત ચાર, એક વખત છ. બે વખત ચાર, એક વખત છ, છ વખત ચાર, એક વખત છ, ચાર વખત ચાર, એક વખત છ, છ વખત ચાર, એક વખત છ, બે વખત ચાર, એક વખત છ, છ વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો, ત્રણ સાંકળ લઇને ફરવું.

**ત્રેવીશમી હાર**—છ વખત ચાર, છની ઉપર આઠ. બે વખત ચાર, છની ઉપર આઠ, છ વખત ચાર છની ઉપર આઠ, ચાર વખત ચાર, છની ઉપર આઠ, છ વખત ચાર, છની ઉપર આઠ, બે વખત ચાર, છની ઉપર આઠ, છ વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો, ત્રણ સાંકળ લઇને ફરવું

**ચોવીશમી હાર**—બધા ચાર

**પચીશમી હાર**—સાત વખત ચાર, એક વખત છ બે વખત ચાર, એક વખત છ, નવ વખત ચાર, એક વખત છ, બે વખત ચાર, એક વખત છ, સાત વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો, ત્રણ સાંકળ લઇને ફરવું.

**છવીશમી હાર**—સાત વખત ચાર, છની ઉપર આઠ, બે વખત ચાર, છની ઉપર આઠ, નવ વખત ચાર, છની ઉપર આઠ, બે વખત ચાર, છની ઉપર આઠ, નવ વખત ચાર, છની ઉપર આઠ, બે વખત ચાર, છની ઉપર આઠ, સાત વખત ચાર, ત્રણ સાંકળમાં એક લાંબો ટાંકો કરવો હવે ઉન તોડી નાંખો.

## બાંય કરવા વિષે.

બગલની નીચે બે ગોટાની વચ્ચે જે ખાડો છે તેમાંથી શરૂ કરો. પહેલાં તે ખાડામાં ત્રણ સાંકળ કરો ને તેજ ખાડામાં પાછા લાંબા ત્રણ ટાંકા કરો. હવે બાંયને માટે આઠ ગોટા મૂકી દીધા છે. તેમાં ચાર ચાર લાંબા ટાંકા કરો. હવે બાંયની હારમાં નવ ગોટા થશે. પહેલી હારની ત્રણ સાંકળમાં એક નાનો ટાંકો કરો, પછી આ ગોટાની વચમાં એક નાનો ટાંકો કરવો.

**બીજી હાર**—ત્રણ સાંકળ કરો, પછી ત્રણ લાંબા ટાંકા કરો પછી પહેલા હાર પ્રમાણે કરો.

**ત્રીજી, ચોથી, ને પાંચમી હાર**—બીજી હાર પ્રમાણે કરો.

**છઠ્ઠી હાર**—બીજી હાર પ્રમાણે શરૂ કરો, પણ ત્રણ સાંકળ કર્યા પછી ફકત એક લાંબો ટાંકો કરો ને પછી બીજી હાર પ્રમાણે પૂરી કરો.

**સાતમી હાર**—એજ પ્રમાણે કરો, પણ ત્રણ સાંકળ કર્યા પછી એક લાંબો ટાંકો કરો.

**આઠમી હાર**—એજ પ્રમાણે કારો, પણ ત્રણ સાંકળ કર્યા પછી એક લાંબો ટાંકો કરવો નહિ.

હવે આ હારમાં ફક્ત આઠ ગોટા રહેશે.

**નવમી હાર**—હવે પાંચ હાર આઠ આઠ ગોટાની કરો (બીજી હાર પ્રમાણે) હવે આખી બાંયમાં તેર હાર થશે, એટલે બાંય પૂરી થઇ. આ પ્રમાણે બીજી બાંય પણ કરવી.

## ઝબલાની બાંયે તથા ફરતી કોર કરવાની રીત.

**પહેલી હાર**—બીજી જાતનો રંગ લેવો, જે ઠેકાણે પ્રથમ ગળાની સાંકળીની શરૂઆતમ કરી હતી. તે ઠેકાણે ઊન સાંધો. ત્રણ સાંકળ લેવી, ને તેની આગળ ત્રણ લાંબા ટાંકા લેવા. પછી એક ગોટો થશે, પછી બીજા જે ગોટા પડેલા છે, તેની ઊપર જે સાંકળ હોય તેની માંહે ચાર લાંબા ટાંકા કરવા. એમને એમ વીશ ગોટાની ઊપર વીશ ગોટા થશે. હવે આ ગળાનો ભાગ થયો. પછી પડખાના ભાગમાં ઊતરવું. જ્યાં ત્રણ ત્રણ સાંકળ હોય તેમાં ગોટા ગુંથવા. એટલે તેર ગોટા થશે, છેલા લાંબા ટાંકામાં એક ગોટો કરવો. એટલે ચૌદ ગોટા થશે પડખામાં જેવી રીતે ઊતર્યા તેવી રીતે બીજા પડખામાં ચડવું. આ હારના પહેલા ગોટામાં જે ત્રણ સાંકળ છે તેમાં એક નાનો ટાંકો કરવો. તેથી હાર પૂરી થશે પહેલા રંગનું ઉન સાંધો. હવે આજ પ્રમાણે એક હાર ગુંથો નીચલા બે છેડા ઉપર છછ ટાંકા ગુંથો. કારણ કે કોર વળી જાય નહિ હવે બીજા રંગનું ઊન સાંધો. ઉપલી હાર પ્રમાણે કરો. પણ છેડાના છ ટાંકા ઊપર ચારચાર ટાંકાના બે ગોટા કરો. હવે એજ રંગના ઊનથી ગોટાના ઊપર છ છ લાંબા ટાંકા કરો. ને બે ગોટાની વચમાં એક લાંબો ટાંકો કરો. બાંયની કોર ઊપર પણ એજ રીતે ચાર હાર કરો.

# એક મોટા સોયાના ઝબલાનો નમૂનો.

(ટ્રીકોટી ટાંકા)-પ્રથમ સાંકળ ગુંથવી. પછી બધા ટાંકા ઉતારી લેવા ઊતારી લેવા. એટલે સોયા ઊપર ચડાવવા. પછી પાછા ફરતી વખતે એક ટાંકો કાઢી લેવો. પછી બે ટાંકા કાઢી લેવા, એ રીતે પૂરી લીટી ગુંથવી. આ રીતને ટ્રીકોટી ટાંકા કહેછે. *

પ્રથમ ૧૪૩ સાંકળ ગુંથવી, પછી એક સાંકળ મૂકી દઈને બીજાની ઉપર ૧૪૨ ટ્રીકોટી ટાંકા લેવા. બધા કાઢી લેવાય એટલે એક હાર પુરી થશે.

**બીજી હાર**—૧૪૨ ટાંકા ઊતારી લેવા ને કાઢવા.

**ત્રીજી હાર**—બીજી હારના પેઠેજ.

**ચોથી હાર**-ચોત્રીશ ટાંકા ઊતારી લેવા. બે ભેગા, અઢાર ટાંકા ઊતારી લેવા, બે ભેગા, બાર ટાંકા ઊતારી લેવા, બે ભેગા, અઢાર ટાંકા ઉતારી લેવા, બે ભેગા. ચોત્રીશ ઊતારવા, વળતાં બીજી હારની પેઠે ઊતારવા.

**પાંચમી તથા છઠ્ઠી હાર**—બધા ટાંકા ઊતારી લેવા.

**સાતમી હાર**—ચોત્રીશ ઊતારી લેવા, બે ભેગા, સોળ ઊતારી લેવા, બે ભેગા, અગીયાર ઊતારી લેવા, બે ભેગા, બે ઉતારી લેવા, બે ભેગા. અગીયાર ઉતારી લેવા, બે ભેગા. સોળ ઉતારી લેવા, બે ભેગા, ચોત્રીશ ઊતારી લેવા, વળતાં બધા બીજી હારની પેઠે કાઢવા.

**આઠમી તથા નવમી હાર**—બધા ટાંકા ઊતારી લેવા,

**દશમી હાર**—ચોત્રીશ ઊતારી લેવા, બે ભેગા, પંદર ઊતારી

લેવા, એ ભેગા, નવ ઊતારી લેવા, એ ભેગા, એ ઉતારી લેવા. એ ભેગા. નવ ઉતારી લેવા, એ ભેગા. પંદર ઊતારી લેવા, એ ભેગા, ચોત્રીશ ઊતારી લેવા. વળતાં બીજી હારની પેઠે બધા કાઢવા.

**અગીયાર તથા બારમી હાર**—બધા ટાંકા ઊતારી લેવા

**તેરમી હાર**—ચોત્રીશ ઉતારી લેવા, એ ભેગા, ચૌદ ઉતારી લેવા, એ ભેગા, સાત ઉતારી લેવા, એ ભેગા, એ ઉતારી લેવા, એ ભેગા, સાત ઊતારી લેવા, એ ભેગા, ચૌદ ઊતારી લેવા, એ ભેગા, ચોત્રીશ ઊતારી લેવા, વળતાં બધા કાઢવા.

**ચૌદ તથા પંદરમી હાર**—બધા ટાંકા ઊતારી લેવા.

**સોળમી હાર**—ચોત્રીશ ઊતારી લેવા, એ ભેગા, તેર ઉતારી લેવા, એ ભેગા, પાંચ ઊતારી લેવા. એ ભેગા, તેર ઊતારી લેવા, એ ભેગા, ચોત્રીશ ઉતારી લેવા, વળતાં બધા બીજી હારની પેઠે કાઢવા.

**સત્તર તથા અઢારમી હાર**—બધા ટાંકા ઉતારવા.

**ઓગણીશમી હાર**—ચોત્રીશ ઊતારી લેવા, એ ભેગા, અગીયાર ઊતારી લેવા. એક વધારે, છ ઊતારી લેવા, એ ભેગા, એ ઊતારી લેવા, એ ભેગા, છ ઉતારી લેવા, એક વધારે કરવો, અગીયાર ઊતારી લેવા, એ ભેગા, ચોત્રીશ ઊતારી લેવા, વળતાં બધા ટાંકા કાઢવા.

**વીશ તથા એકવીશમી હાર**—બધા ટાંકા ઊતારી લેવા.

**બાવીશમી હાર**—ચોત્રીશ ઊતારી લેવા, એ ભેગા, અગીયાર ઊતારી લેવા, એક વધારે કરવો, પાંચ ઊતારી લેવા, એ ભેગા,

બે ઊતારી લેવા, બે ભેગા, પાંચ ઊતારી લેવા, એક વધારે કરવો, અગોયાર ઉતારી લેવા, બે ભેગા, ચોત્રીશ ઊતારી લેવા, વળતાં બધા સીધા કાઢવા.

**ત્રેવીશમી હાર**—છેંતાળીશ ઊતારી લેવા, એક વધારે કરવો, સોળ ઊતારી લેવા, એક વધારે કરવો, છેંતાળીશ ઉતારી લેવા, પાછા વળતાં બધા કાઢવા.

**ચોવીશમી હાર**—સુડતાળીશ ઊતારી લેવા, એક વધારે કરવો, સોળ ઊતારી લેવા, એક વધારે કરવો, સુડતાળીશ ઊતારી લેવા, વળતાં બધા ટાંકા કાઢવા.

**પચીશમી હાર**—ચોત્રીશ ઊતારી લેવા, બે ભેગા, અગોયાર ઉતારી લેવા, એક વધારે કરવો, છ ઉતારી લેવા, બે ભેગા, બે ઉતારી લેવા, બે ભેગા, છ ઉતારી લેવા, એક વધારે કરવો અગોયાર ઉતારી લેવા, બે ભેગા, ચોત્રીશ ઉતારી લેવા, વળતાં બધા ટાંકા કાઢવા.

## આગળનો જમણી બાજુનો ભાગ

**પહેલી હાર**—ઓગણત્રીશ ટાંકા ઉતારી લેવા. બેભેગા, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા એકત્રીશ ટાંકા થશે.

**બીજી હાર**—અઠ્ઠાવીશ ઉતારી લેવા, બે ભેગા, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા ત્રીશ ટાંકા થશે.

**ત્રીજી હાર**—સત્તાવીશ ટાંકા ઉતારી લેવા, બે ભેગા, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા ઓગણત્રીશ ટાંકા થશે.

**ચોથી હાર**—છત્રીશ ઉતારી લેવા, બે ભેગા, એક ઉતારી લેવો. પાછા વળતાં બધા સીધા અઠ્ઠાવીશ ટાંકા થશે.

**પાંચમી, છઠ્ઠી ને સાતમી હાર**—બધા સીધા અઠ્ઠાવીશ ટાંકા થશે.

**આઠમી હાર**—સત્તાવીશ ઉતારી લેવા, એક વધારે કરવો, એક ઉતારી લેવો. પાછા વળતાં બધા સીધા ઓગણત્રીશ ટાંકા થશે.

**નવમી હાર**—બધા સીધા ઓગણત્રીશ ટાંકા થશે.

**દશમી હાર**—અઠ્ઠાવીશ ઉતારી લેવા, એક વધારે કરવો એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા ત્રીશ ટાંકા થશે.

**અગીયારમી હાર**—બધા સીધા ત્રીશ ટાંકા થશે.

**બારમી હાર**—ઓગણત્રીશ ઉતારી લેવા, એક વધારે કરવો, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા એકત્રીશ ટાંકા થશે.

**તેરમી હાર**—બધા સીધા એકત્રીશ ટાંકા થશે.

**ચૌદમી હાર**—ત્રીશ ઉતારી લેવા, એક વધારે કરવો. એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા બત્રીશ ટાંકા થશે.

**પંદરમી હાર**—બધા સીધા બત્રીશ ટાંકા થશે.

**સોળમી હાર**—એકત્રીશ ટાંકા ઊતારી લેવા, એક વધારે કરવો, એક ઉતારી લેવો ,પાછા વળતાં બધા સીધા તેત્રીશ ટાંકા થશે.

**સત્તરમી હાર**—બત્રીશ ઉતારી લેવા, એક વધારે કરવો, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા ચોત્રીશ ટાંકા થશે.

# ડાબી બાજુનો ભાગ.

બીજા છેડાથી બત્રીશ ટાંકા ગણી લેવા. ને બત્રીશ ટાંકામાં ઉન સાંધવું,

**પહેલી હાર**—બે ભેગા, ઓગણત્રીશ ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા એકત્રીશ ટાંકા થશે.

**બીજી હાર**—બે ભેગા, અઠ્ઠાવીશ ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા ત્રીશ ટાંકા થશે.

**ત્રીજી હાર**—બે ભેગા, સત્તાવીશ ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા ઓગણત્રીશ ટાંકા થશે.

**ચોથી હાર**—બે ભેગા, છવીશ ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા અઠ્ઠાવીશ ટાંકા થશે.

**પાંચ, છ ને સાતમી હાર**—બધા સીધા અઠ્ઠાવીશ ટાંકા થશે.

**આઠમી હાર**—એક સોયા પર છે. એક વધારે કરવો, સત્તાવીશ ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા ઓગણત્રીશ ટાંકા થશે.

**નવમી હાર**—બધા સીધા.

**દશમી હાર**—એક ટાંકો વધારે ઉતારવો, અઠ્ઠાવીશ ઉતારવા, પાછા વળતાં બધા સીધા ત્રીશ ટાંકા થશે.

**અગીયારમી હાર**—બધા સીધા ત્રીશ ટાંકા થશે.

**બારમી હાર**—એક વધારે કરવો, ઓગણત્રીશ ટાંકા ઉતારી લેવા, પાછા વળાં બધા સીધા એકત્રીશ ટાંકા થશે.

**તેરમી હાર**—બધા સીધા એકત્રીશ ટાંકા થશે.

**ચૌદમી હાર**—એક વધારે કરવો, ત્રીશ ટાંકા ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા બત્રીશ ટાંકા થશે.

**પંદરમી હાર**—બધા સીધા બત્રીશ ટાંકા થશે.

**સોળમી હાર**—એક વધારે કરવો, એકત્રીશ ટાંકા ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા તેત્રીશ ટાંકા થશે.

**સત્તરમી હાર**—એક વધારે કરવો, બત્રીશ ટાંકા ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા ચોત્રીશ ટાંકા થશે.

## પાછળનો ભાગ.

જમણી બાજુએથી ત્રણ ટાંકા મૂકી દઇને ચોથા ટાંકામાં ઉન લેવું. હવે તમારા સોયા ઉપર એક ટાંકો છે બે ભેગા, સાત ઉતારી લેવા, એક વધારે કરવો. વીશ ઉતારી લેવા, એક વધારે કરવો. સાત ઉતારી લેવા, બે ભેગા, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા, હવે ચાળીશ ટાંકા થશે.

**બીજી હાર**—બે ભેગા, છ ઉતારી લેવા, એક વધારે કરવો બાવીશ ઉતારી લેવા, એક વધારે કરવો. છ ઉતારી લેવા, બે ભેગા, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા ચાળીશ ટાંકા થશે.

**ત્રીજી હાર**—બે ભેગા, પાંચ ઉતારી લેવા, એક વધારે કરવો, ચોવીશ ઉતારી લેવા. એક વધારે કરવો, પાંચ ઉતારી લેવા, બે ભેગા, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા ચાળીશ ટાંકા થશે.

**ચોથી હાર**—બે ભેગા, ચાર ઉતારી લેવા, એક વધારે કરવો, છવીશ ઉતારી લેવા, એક વધારે કરવો, ચાર ઉતારી લેવા, બે ભેગા, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા ચાળીશ ટાંકા થશે.

**પાંચમી હાર**—બે ભેગા, ત્રણ ઉતારી લેવા, એક વધારે કરવો, અઠ્ઠાવીશ ઉતારી લેવા, એક વધારે કરવો, ત્રણ ઉતારી લેવા, બે ભેગા, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા ચાળીશ ટાંકા થશે.

**છઠ્ઠી હાર**—પાંચ ઉતારી લેવા, એક વધારે કરવો, ત્રીશ ટાંકા ઉતારી લેવા, એક વધારે કરવો, પાંચ ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા બેંતાળીશ ટાંકા થશે.

**સાતમી હાર**—પાંચ ઉતારી લેવા, એક વધારે કરવો, બત્રીશ ઉતારી લેવા, એક વધારે કરવો, પાંચ ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા ચુંમાળીશ ટાંકા થશે.

**આઠમી હાર**—પાંચ ઉતારી લેવા, એક વધારે કરવો, ચોત્રીશ ઉતારી લેવા, એક વધારે કરવો, પાંચ ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા છેંતાળીશ ટાંકા થશે.

**નવમી હાર**—પાંચ ઉતારી લેવા, એક વધારે કરવો, છત્રીશ ઉતારી લેવા, એક વધારે કરવો, પાંચ ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા અડતાળીશ ટાંકા થશે.

**દશમી હાર**—પાંચ ઉતારી લેવા, એક વધારે કરવો, આડત્રીશ ઉતારી લેવા, એક વધારે કરવો, પાંચ ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા પચાશ ટાંકા થશે. હવે પાછલો ભાગ પૂરો થયો.

# ત્રણ ભાગ સાથે ગુંથવા વિષે.

**પહેલી હાર**—જમણી બાજુના તેત્રીશ ઉતારી લેવા, એક ટાંકો રહેશે. આ ટાંકો ને પાછલી બાજુનો પહેલો ટાંકો સાથે ઉતારી લેવો, અડતાળીશ ટાંકા ઉતારવા, એક ટાંકો રહેશે, આ ટાંકો ને ડાબી બાજુનો પહેલો ટાંકો ભેગા ઊતારી લેવા, તેત્રીશ ઊતારી લેવા, પાછા વળતાં બધા સીધા એકસો સોળ ટાંકા થશે.

**બીજી હાર**—બત્રીશ ઉતારી લેવા, ત્રણ ભેગા ઉતારવા, છેંતાળીશ ઉતારવા, ત્રણ ભેગા, બત્રીશ ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા એકસો બાર ટાંકા થશે.

**ત્રીજી હાર**—એકત્રીશ ટાંકા ઉતારી લેવા, ત્રણ ભેગા, ચુંમાળીશ ઉતારી લેવા, ત્રણ ભેગા, એકત્રીશ ટાંકા ઉતારી લેવા, પાછા વળતાં બધા સીધા એકસો આઠ ટાંકા થશે.

**ચોથી હાર**—પહેલા ૭ ટાંકા ઉપર ૭ સાંકળ પડે એમ ગુંથવું. પછી ચોવીશ ટાંકા ઉતારી લેવા, ત્રણ ભેગા, બેંતાળીશ ઉતારી લેવા, ત્રણ ભેગા, ચોવીશ ઊતારી લેવા, ૭ છેલ્લા ટાંકા મૂકો દઇને પાછા વળતાં બધા કાઢો, બાણું ટાંકા થશે.

**પાંચમી હાર**—એક ઉતારી લેવો, ત્રણ ભેગા, ઓગણીશ ઊતારી લેવા, ત્રણ ભેગા, ચાળીશ ઉતારી લેવા, ત્રણ ભેગા, ઓગણીશ ઊતારી લેવા, ત્રણ ભેગા, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા ચોરાશી ટાંકા થશે.

**છઠ્ઠી હાર**—બે ઉતારી લેવો, ત્રણ ભેગા, સોળ ઉતારી લેવા, ત્રણ ભેગા, આડત્રીશ ઉતારી લેવા, ત્રણ ભેગા, સોળ ઊતારી લેવા,

ત્રણ ભેગા, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા છોંતેર ટાંકા થશે.

**સાતમી હાર**—એક ઉતારી લેવો, ત્રણ ભેગા, તેર ઉતારી લેવા ત્રણ ભેગા, છત્રીશ ઉતારી લેવા, ત્રણ ભેગા, તેર ઉતારી લેવા, ત્રણ ભેગા, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા અડસઠ ટાંકા થશે.

**આઠમી હાર**—એક ઉતારી લેવો ત્રણ ભેગા, દશ ઉતારી લેવા, ત્રણ ભેગા, ચોત્રીશ ઉતારી લેવા, ત્રણ ભેગા, દશ ઉતારી લેવા, ત્રણ ભેગા, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા સાઠ ટાંકા થશે.

**નવમી વાર**—એક ઉતારી લેવો, ત્રણ ભેગા, સાત ઉતારી લેવા, ત્રણ ભેગા, બત્રીશ ઉતારી લેવા, ત્રણ ભેગા, સાત ઉતારી લેવા, ત્રણ ભેગા, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા બાવન ટાંકા થશે.

**દશમી હાર**—એક ઉતારી લેવો, ત્રણ ભેગા, ચાંર ઉતારી લેવા, ત્રણ ભેગા, ત્રીશ ઉતારી લેવા, ત્રણ ભેગા, ચાર ઉતારી લેવા. ત્રણ ભેગા, એક ઉતારી લેવો, પાછા વળતાં બધા સીધા ચુંમાળીશ ટાંકા થશે.

**અગીયારમી હાર**—એક ઉતારી લેવો, ત્રણ ભેગા, એક ઉતારી લેવો, ત્રણ ભેગા, બે ઉતારી લેવા, ત્રણ ભેગા, એક ઉતારી લેવો, ત્રણ ભેગા, એક ઊતારી લેવો, છત્રીશ ટાંકા રહેશે. ( પાછા વળતાં સીધા )

**બારમી હાર**–એક ઉતારી લેવો, ત્રણ ભેગા, છવ્વીશ ઉતારી લેવા, ત્રણ ભેગા, બેઉતારી લેવા, બત્રીશ ટાંકા રહેશે, પાછાવળતાં સીધા.

**તેરમી હાર**—ત્રણ ભેગા, ચોવીશ ઊતારી લેવા, ત્રણ ભેગા, પાછા વળતાં સીધા છવ્વીશ ટાંકા થશે,

**ચૌદમી હાર**--ત્રણ ભેગા, આઠ ઉતારી લેવા, બે ભેગા, ફ-રીથી બે ભેગા, આઠ ઉતારી લેવા, ત્રણ ભેગા. પાછા વળતાં સીધા વીશ ટાંકા રહેશે.

## બાંય કરવા વિષે.

પ્રથમ ત્રીશ સાંકળ ગુંથવી. એક સાંકળ મૂકી દઇને પચાશ ટાંકા ઉતારી લેવા. પાછા વળીને બધા ટાંકા કાઢી નાંખો. ફરીથી આ ટાંકા ઉતારી લેવા. અને સાંકળ પરથી બે વધારે બધા કાઢી લેવા. આ સાત ટાંકા ઊતારી લેવા. ને સાંકળ ઊપરથી બે વધારે ઊતારી લેવા. બધા કાઢી લેવા. આ નવ ઊતારી લેવા. ને સાંકળ ઊપરથી બે વધારે ઊતારી લેવા, બધા કાઢી લેવા, આ અગીયાર ટાંકા ઊતારી લેવા ને સાંકળ ઊપરથી બે વધારે ઊતારવા. બધા કાઢી લેવા, એક ટાંકો વધારે કરો, તેર ટાંકા ઉતારી લેવા, સાંકળ ઊપરથી પાંચ ટાંકા ઊતારી લેવા, બધા કાઢી લેવા, એક ટાંકો વ-ધારે કરવો, ઓગણીશ ઊતારી લેવા, સાંકળ ઊપરથી છ ઊતારી લેવા, પાછા વળતાં બધા કાઢી લેવા, એક ટાંકો વધારે કરો, સાંકળના છેલ્લા ટાંકા સુધી બધા ઊતારી લેવા, હવે તમારા સોયા ઊપર ચો-ત્રીશ ટાંકા જોઇએ, પાછા વળતાં પાંચ કાઢી નાંખવા, પાંચ ફરી ઊતારી લેવા, બધા કાઢો નાંખવા, હવે અહીં સુધી એક હાર ગણાય.

**બીજી હાર**—બે સાંકળી કરવી. એક સાંકળી મૂકી દઇને બીજી સાંકળી ઊતારી લેવી, બધા ટાંકા ઊતારી લેવા, પાછા વળતાં બધા કાઢી નાખવા. આ બીજી હાર પ્રમાણે બે હાર વધારે કરવી. હાર-માં ચુંમાળીશ ટાંકા થશે. ચાર હાર ચુંમાળીશ ટાંકા ઊતારી લેવાને કાઢવા, દશ હાર થશે

**અગીઆરમી હાર**—સાત ઊતારી લેવા, આ સાત કાઢી નાંખવા, પંદર ઊતારી લેવા, આ પંદર કાઢી નાંખવા, નવ ઊતારી લેવા, આ નવ કાઢી નાંખવા, સાત ઊતારી લેવા, આ સાત કાઢી નાંખવા, પાંચ ઊતારી લેવા, આ પાંચ કાઢી નાંખવા, હવે ઝબલું પૂરૂં થયું. માટે બંધ કરવું,

---

## ચોકડી ભાતના ઝબલાનો નમુનો.

૮૭ ટાંકા બનાવો આ ઝબલામાં પણ બીઓાપ ટાંકાના ઝબલા ના સોયા કામમાં આવશે.

કોરને માટે ધોળી ઊનથી શરૂ કરો. કારણ કે આ ઝબલામાં પહેલું કોરથી શરૂ થાય છે.

**પહેલી હાર**—બધા પ્લેન. **બીજી હાર**—બધા પર્લ.

**ત્રીજી હાર**—બધા પ્લેન.

**ચોથી હાર**—એક ગુંથ્યા વગરનો ટાંકો કાઢી લો, બે ભેગા ગુંથો, ચાર પ્લેન, ઊન ચડાવો, એક પ્લેન, ઊન ચડાવો, ચાર પ્લેન, એક ગુંથ્યા વગરનો ટાંકો કાઢી નાંખો; એક પ્લેન ગુંથો. જે

ગુંથ્યા વગરનો ટાંકો કાઢી નાંખ્યો છે, તે આ પ્લેન ટાંકા ઉપરથી કાઢી નાંખો. *આવી નિશાની જે ઠેકાણે કરી છે ત્યાંથી ફરીફરીને ગુંથો, હાર પૂરી થાય ત્યાં સુધી ગુંથો, છેલ્લે એક ટાંકો રહેશે તે પ્લેન ગુંથો.

**પાંચમી હાર**—બધા પર્લ, **છઠ્ઠી હાર**—ચોથી હાર પ્રમાણે.

**સાતમી હાર**—બધા પ્લેન, **આઠમી હાર**—બધા પર્લ.

**નવમી હાર**—બધા પ્લેન, **દશમી હાર**—ચોથી હાર પ્રમાણે.

**અગીયારમી હાર**—બધા પર્લ, **બારમી હાર**—ચોથી હાર પ્રમાણે.

**તેરમી હાર**—બધા પ્લેન, **ચૌદમી હાર**—બધા પર્લ

**પંદરમી હાર**—બધા પ્લેન, **સોળમી હાર**—બધા પર્લ.

ઊન તોડી નાંખો ને જે જાતનું ઝબલું કરવું હોય તેવું ઉન સાંધો.

**સત્તરમી હાર**—બધા પર્લ, **અઢારમી હાર**—બધા પ્લેન.

**ઓગણીશમી હાર**—સાત પ્લેન, ત્રણ પર્લ, આ પ્રમાણે હાર પૂરી કરો.

**વીશમી હાર**—ત્રણ પ્લેન, સાત પર્લ, આ પ્રમાણે હાર પૂરી કરો.

**એકવીશમી હાર**—સાત પ્લેન, ત્રણ પર્લ.

**બાવીશમી હાર**—બધા પ્લેન.

**ત્રેવીશમી હાર**—બે પ્લેન * ૩ પર્લ, સાત પ્લેન, * આ નિશાનીથી ફરી ફરીને કરો. છેલ્લા પાંચ ટાંકા રહે તે પ્લેન ગુંથો.

**ચોવીશમી હાર**—પાંચ પર્લ, ત્રણ પ્લેન, સાત પર્લની નિશાનીથી ૨રી ફરીને કરો. છેલ્લા બે પર્લ.

**પચીશમી હાર**—ત્રેવીશમી હાર પ્રમાણે.

**છવીશમી હાર**—બધા પ્લેન, ઓગણીશમી હારથી ૨૬ મી હાર સુધી વધારે ૧૧ વખત કરો. તે બધા તેર ટાંકા રહે ત્યાં સુધી બંધ કરો. આ તેર ટાંકા ઉપર ત્રણ પર્લ સાત પ્લેન, ત્રણ પર્લ એમ ગુંથો.

**બીજી હાર**—ત્રણ પ્લેન, સાત પર્લ, ત્રણ પ્લેન, એમ ગુંથો.

**ત્રીજી હાર**—ત્રણ પર્લ, સાત પ્લેન, ત્રણ પર્લ, એમ ગુંથો.

**ચોથી હાર**—બધા પ્લેન.

**પાંચમી હાર**—પાંચ પ્લેન, ત્રણ પર્લ, પાંચ પ્લેન, એમ ગુંથો.

**છઠ્ઠી હાર**—પાંચ પર્લ, ત્રણ પ્લેન, પાંચ પર્લ, હાર પૂરી કરો.

**સાતમી હાર**—પાંચ પ્લેન, ત્રણ પર્લ, પાંચ પ્લેન, હાર પૂરી કરો.

**આઠમી હાર**—બધા પ્લેન, આ આઠ હાર પ્રમાણે ફરીને ચાર વાર ગુંથો. પછી તે ટાંકા બંધ કરો.

## બીજો ભાગ.

એંશી ટાંકા બનાવો, ને તેવીજ રીતે કરો, ધોળા ઉનથી એકાવન ટાંકા બનાવો.

**પહેલી હાર**—બધા પ્લેન, **બીજી હાર**—બધા પર્લ.

**ત્રીજી હાર**—બધા પ્લેન.

**ચોથી હાર**—એક ગુંથ્યા વગરનો ટાંકો કાઢી નાંખો, બે

પ્લેન, * બે ભેગા, બે પ્લેન, ઉન ચડાવો, એક પ્લેન, ઊન ચડાવો, બે પ્લેન, એક ગુંથ્યા વગરનો ટાંકો કાઢી નાંખો. એક પ્લેન ગુંથો, ગુંથ્યા વગરનો ટાંકો એક પ્લેન ટાંકા ઉપરથી કાઢી નાંખો. * આવી નિશાની છે ત્યાંથી ફરી ફરીને ફરો; છેલ્લે ત્રણ ટાંકા રહેશે, તે પ્લેન ગુંથવા.

**પાંચમી હાર**—બધા પર્લ, **છઠ્ઠી હાર**—ચોથી હાર પ્રમાણે.

**સાતમી હાર**—બધા પ્લેન, **આઠમી હાર**—બધા પર્લ.

**નવમી હાર**—બધા પ્લેન.

ચોથી હારથી નવમી હાર સૂધી ફરીને કરો, એટલે પંદર હાર થશે. આ એકાવન ટાંકા બંધ કરો. પણ ઊન તોડી નાંખવી નહિ પણ આ પંદરમી હારને પચાસની બાજુથી દશ ટાંકા ઊપાડી લો. અને આ દશ ટાંકા ઊપર અઢાર હાર પ્લેન ગુંથો. હવે બંધ કરો એટલે એક બાંય પૂરી થશે. બીજી બાંય પણ એજ પ્રમાણે બનાવો.

---

## ચાર સોયાના મોજાની બીજી રીત.

એક સોયાપર ચોવીશ ટાંકા માંડવા. એવા ત્રણ સોયાના મળીને બોંતેર ટાંકા થશે. બે પ્લેન, બે પર્લ,, એવી રીતે વીશ હાર ગુંથવી એક ટાંકો વધારે ઉતારી લેવો, આ ઉતારી લીધેલો ટાંકો હમેશાં પર્લ ગુંથવો. ને બીજા બધા ટાંકા પ્લેન ગુંથો. આવી એકાવન હાર કરવી.

**હવે ઘટાડવાની રીત**—પર્લ ટાંકો પર્લજ કરવો, પછી એક

ટાંકો પ્લેન, બે ભેગા, પછી બધા પ્લેન, જ્યાં સુધી છેલ્લા સોયા ઉપર ત્રણ ટાંકા રહે ત્યાં સુધી આ ત્રણ ટાંકામાં બે ભેગા ગુંથો, ને છેલ્લો પ્લેન ગુંથો. ને તે ઉપર પાંચ હાર પ્લેન ગુંથો. પછી ઉપલી હાર પ્રમાણે ઘટાડવા માટે ફરીને પાંચ હાર પ્લેન ગુંથવી. એવી રીતે પાંચ વાર ઘટાડવા. તેની વચમાં પાંચ હાર પ્લેન આવશે. ત્રણ સોયા ઊપર બધા મળીને ત્રેસઠ ટાંકા થશે. ત્યાર પછી અઢાર હાર પ્લેન ગુંથો. પેલા સોયા ઉપરથી એક પર્લ ને સોળ પ્લેન ગુંથો. પેલા સોયાના બાકીના ત્રણ ટાંકા તથા બીજા સોયા ઉપરના બાર ટાંકા ગુંથ્યા વગર બીજા સોયા ઊપર ઊતારી લેવા. બાકીના ચાર ટાંકા ને ત્રીજા સોયાના ત્રણ ટાંકા એક સોયા ઊપર ગુંથ્યા વગર ઊતારી લેવા. બાકીના પેલા સોયા ઊપર સોળ ટાંકા ઉતારી લેવા. એક સોયા ઊપર તેત્રીશ ટાંકા થશે. ને બે સોયા ઉપર પંદર પંદર ટાંકા થશે આ બે સોયા મૂકી દઇને પેલા સોયા ઊપર ગુંથો એક પર્લ, એક પ્લેન, એવી રીતે ગુંથો. પણ વચલો ટાંકો **પર્લ હારમાં** પ્લેન ગુંથો, ને **પ્લેન હારમાં** પર્લ ગુંથો. એવી રીતે ૧૯ હારો કરો. પછી અઢાર પ્લેન ગુંથો, બીજા ટાંકા મૂકી દઇને ફરો, ત્રણ ટાંકા પર્લ ગુંથો, ને ફરો. બે પ્લેન. બે ભેગા, એક પ્લેન, ફરો. ત્રણ પર્લ, બે ભેગા, એવી રીતે ભેગા, એક પર્લ, ફરો ચાર પ્લેન, બે ભેગા, એક પ્લેન કરો. આવી રીતે કરો. એક હાર પ્લેન, એક હાર પર્લ, આવી રીતે કરતાં હમેશાં દરેક હારમાં એક ટાંકો વધારે આવશે. જ્યાં સુધી બધા ટાંકા થઇ રહે ત્યાં સુધી ગુંથો. હવે તમારા સોયા ઉપર સત્તર ટાંકા થશે. એક હાર પ્લેન ગુંથો. ચોથા સોયાથી પેલા આઠ ટાંકા ગુંથ્યા વગર ઉતારી લો. બાકીના નવ ટાંકા રહેશે.

આ નવ ટાંકા વાળા સોયા ઓગણીશમી હારની બાજુથી બાર ટાંકા ગુંથાને ઉતારો. જે બે સોયા ઉપર પંદર પંદર ટાંકા છે, તે એક સોયા ઉપર ઉતારી લો. અને ત્રીશ ટાંકા ગુંથવા. ઓગણીશ હારની બીજી બાજુથી તેર ટાંકા ગુંથીને ઊતારી લો. આ સોયાથી ચોથા સોયાના આડ ગુંથો. બે સોયા ઉપર એકત્રીશ એકત્રીશ ટાંકા થશે ને એક સોયા ઊપર ત્રીશ ટાંકા થશે. બધા સોયાની ત્રણ હાર પ્લેન ગુંથો.

**ઘટાડવાની રીત**—પેલા સોયાના છેલ્લા બે ટાંકા ભેગા ગુંથો. બીજા સોયાના બધા પ્લેન, ત્રીજા સોયાના પહેલા બે ભેગા ગુંથો, પછી ત્રણ હાર ઘટાડયા વગર પ્લેન ગુંથો, એક હાર ઘટાડો એવી રીતે હમેશાં ત્રણ હાર ઘટાડયા વગર, ને એક હાર ઘટાડો. તમારા બે સોયા ઉપર જ્યાં સુધી પંદર પંદર ટાંકા રહે ત્યાં સુધી એમ ગુંથો. પછી ત્રણ હાર ઘટાડયા વગર ગુંથો.

**ઘટાડવાની રીત**—પેલા સોયા પ્લેન ગુંથો. જ્યાં સુધી ત્રણ ટાંકા રહે ત્યાં સુધી ગુંથો. બે ભેગા પ્લેન, બીજા સોયાના એક પ્લેન, બે ભેગા, ત્રણ રહે ત્યાં સુધી પ્લેન, બે ભેગા, એક પ્લેન, બીજા સોયાના એક પ્લેન, બે ભેગા, બધા પ્લેન, પછી એક હાર પ્લેન, એક હાર ઘટાડો, એવી રીતે જ્યાં સુધી એક સોયા ઊપર દશ રહે, ને બીજા સોયા ઊપર પાંચ રહે ત્યાં સુધી ગુંથો બે સોયાના પાંચ પાંચ ટાંકા ભેગા કરીને પછી બે સોયા ઊપર દશ રહે ત્યારે બંધ કરવું.



## બે સોયાથી એંશી ટાંકાના ઝબલાનો નમુનો.

એંશી ટાંકા બનાવો, પહેલા દશ ટાંકા પ્લેન ગુંથો, ને છેલ્લા દશ ટાંકા પ્લેન ગુંથો, એમ ભાગ પૂરો થાય ત્યાં સુધી પ્લેન ગુંથો. ને વચલા સાઠ ટાંકા છે તે બે પ્લેન, ને બે પર્લ, એવી રીતે ગુંથો. જ્યાં સુધી નેવું હાર એટલે ૪૫ લીટી થાય, ત્યાં સુધી એવીજ રીતે ગુંથો. પછી વચમાં જે સાઠ ટાંકા છે તે બંધ કરો અને હવે એક બાજુના દશ ટાંકા છે તે પર સત્તર લીટી પ્લેન ગુંથો. એ-વીજ રીતે બીજી બાજુએ દશ ટાંકા છે તેનાપર પણ સત્તર લીટી ગુંથો. બીજો ભાગ એ પ્રમાણે બનાવો. પછી બન્ને ભાગ શીવીલો. નીચેથી શરૂ કરીને શીવી લો, પણ બાંયને માટે સત્તર લીટીની વ-ચમા ખાલી રાખવું.

**કોર કરવાની રીત**—ગળાના ભાગ ઊપર એક નાનો ટાંકો લેવો, એ પ્રમાણે હાર પૂરી કરો.

**બીજી હાર**—ત્રણ સાંકળ કરીને બે ટાંકા મૂકી દઇ એક નાનો ટાંકો કરો, એવી રીતે હાર પૂરી કરો.

**ત્રીજી હાર**—ચાર સાંકળ બીજી હારની ત્રણ સાંકળમાં કરો, એક નાનો ટાંકો કરો, એવી રીતે હાર પૂરી કરો. બાંયને માટે પણ એવીજ રીતે કરવું હવે આ ઝબલું પૂરું થયું.

---

## બીઓષ ટાંકાનું ઝબલું

પ્રથમ ૧૪૪ ટાંકા માંડવા. પછી જેટલું લાંબું જોઇએ તેટલું ગુંથો.

**બ્રીઓષ ટાંકો ગુંથવાની રીત**—ઉન ચડાવો, ટાંકો પર્લ રીતે કાઢો, બે ભેગા ગુંથો, આવી રીતે હાર પૂરી કરો, એ પ્રમાણે ગુંથવું. ૪૦ હાર પૂરી કરો, એટલે ૪૦ ટાંકા થશે. ત્રણ ભાગ કરવા માટે ચાળીશ ટાંકા થયા. પછી તેના ચાર ભાગ કરો. બે ભાગના ટાંકા એટલે ૭૨ ટાંકા વચમાં રાખો. બે ભાગના ઉપર છત્રીશ છત્રીશ ટાંકા રાખો. છત્રીશ ટાંકા ઊપર એકવીશ હાર કરો. એ એકવીશ હાર કર્યા પછી પેલા ત્રણ ટાંકા મૂકી દઇને ફરો, પછી છ ટાંકા મૂકી દઇને ફરો, પછી નવ ટાંકા મૂકી દઇને ફરો, પછી બાર ટાંકા મૂકી દઇને ફરો, એક બાજુએજ મૂકી દેવામાં લેવા, પછી બધા ટાંકા એક સોયા ઉપર લેવા. પછી તેને બંધ કરો, એટલે એક ભાગ પૂરો થયો. બીજો ભાગ પણ એજ રીતે બનાવો. હવે વચલા ભાગને માટે પણ એકવીશ હાર જેમ છત્રીશ ટાંકા ઊપર કરી તેમ કરો. પછી બન્ને બાજુએ ત્રણ ત્રણ ટાંકા મૂકી દઇને ફરો, પછી બે સોયા ઊપર છ છ ટાંકા મૂકી દઇને ફરો. પછી નવ નવ ટાંકા મૂકી દઇને ફરો, પછી બાર બાર મૂકી દઇને ફરો, પછી પંદર પંદર ટાંકા મૂકી દઇને ફરો, પછી બધા ટાંકા એક સોયા ઊપર ગુંથો. ને પછી બંધ કરો.

**બાંય કરવાની રીત**—પ્રથમ ૪૮ ટાંકા માંડવા. પછી જોઇએ તેટલી લાંબી કરો. બ્રીઓષ ટાંકાથી તેના ઊપર બે પ્લેન, બે પર્લ એ પ્રમાણે પંદર હાર કરો. બે પ્લેન, બે પર્લ ગુંથતી વખતે જે બ્રીઓષ ટાંકામાં બે ભેગા ટાંકા છે, તે બે ભેગા ગુંથો. એટલે સોળ ટાંકા ઘટશે, ને બત્રીશ ટાંકા રહેશે તેના ઊપર બે પ્લેન, બે પર્લ, એવી ચૌદ પંદર હાર ગુંથો. પછી બંધ કરી બીજી બાંયને માટે પણ તેમજ કરો.

**કોર કરવા વિષે** –(કોર કરવાની રીત)–**એક હાર**–તમામ નાનો ટાંકો કરો.

**બીજી હાર**—ત્રણ સાંકળ, એક નાનો ટાંકો કરો.

**ત્રીજી હાર**—પછી ૭ લાંબા ટાંકા કરો એટલે કોર પૂરી થશે.

---

## ઇજાર (મોજાં સુદ્ધાં) કરવા વિષે.

ચોવીશ ટાંકા બનાવો. **એક હાર**—સીધા ગુંથો.

**બીજી હાર**–એક ગુંથો, એક વધારે બનાવો, ૨૨ સીધા ગુંથો, એક વધારે બનાવો, એક ગુંથો, જ્યાં સુધી સોયા ઊપર બત્રીશ ટાંકા થાય ત્યાં સુધી આ બે હાર પ્રમાણે ગુંથો. એટલે એક હારમાં વધારો ને એક હાર સીધી એવી રીતે ગુંથો. આ આઠ હાર અથવા ચાર લીટી થશે.

**નવમી હાર**–સીધી.

**દશમી હાર**—એક ગુંથો, એક વધારે બનાવો, બધા સીધા જ્યાં સુધી સોયાપર ચાળીશ ટાંકા થાય, ત્યાં સુધી નવમી ને દશમી હાર પ્રમાણે ગુંથવું. હવે ચોવીશ હાર અથવા ૧૨ લીટી થશે.

**બાવીશમી હાર**—સીધી. હવે બાવીશ ટાંકાની ઉપર તેર હાર ગુંથો. પણ છેલ્લા ટાંકા બીજા સોયા ઉપર મૂકી દેવા. બીજા અઢાર ટાંકા બનાવો. હવે સોયા પર ચાળીશ ટાંકા થશે. બીજી બાજુની **પહેલી હાર**—બધા સીધા.

**બીજી હાર**—એક સીધો, બે ભેગા ગુંથો, બધા સીધા ગુંથો

જ્યાં સુધી સોયા ઉપર બત્રીશ ટાંકા રહે ત્યાં સુધી આ બે હાર પ્રમાણે ગુંથો હવે સોળ હાર કે આઠ લોટી થશે.

**સત્તરમી હાર**—બધા સીધા.

**અઢારમી હાર**—એક સીધો, બે ભેગા, જ્યાં સુધી સોયા ઉપર ત્રણ ટાંકા રહે ત્યાં સુધી સીધા. પછી બે ભેગા, એક સીધો, આ બે હાર પ્રમાણે જ્યાં સુધી સોયા ઉપર ચોવીશ ટાંકા રહે ત્યાંસુધી ગુંથો. આ ચોવીશ ટાંકા બંધ કરવા. જે સોયાપર અઢાર ટાંકા મુકી દીધા હતા. તે સોયાથી જે જગ્યાએ બાવીશ ટાંકા પર તેર હાર ગુંથી હતી. તે જગ્યાએથી સાત ટાંકા ઉપાડી લેવા, ને બીજી બાજુથી અઢાર ટાંકા ઉપાડી લેવા, હવે ૪૩ ટાંકા થશે.

**સાતમી હાર**—સીધા ગુંથો.

**આઠમી હાર**—બે ભેગા, ઉન આગળ, બે ભેગા ગુંથો, એ રીતે આખી હાર પૂરી કરો. પણ છેડે ઉન આગળ એક સીધો ગુંથો. હવે નવ હાર સીધા ગુંથવા, પછી છ ગુંથો, એક વધારે બનાવો; ને છેલ્લે એક ટાંકો રહે ત્યાં સુધી સીધા ગુંથો. પછી એક વધારે બનાવો, ને છેલ્લો સીધો ગુંથો. ત્રણ હાર સીધા, એક હાર વધારવી; પછી ત્રણ હાર સીધા, એવીજ રીતે સોયાપર પંચોતેર ટાંકા થાય ત્યાં સુધી ગુંથવું. હવે એક હાર સીધી. એક હારમાં વધારે, તેમ ૮૧ ટાંકા થાય ત્યાં સુધી ગુંથવું. હવે એક પગનું થયું. આ મુકી દઇને બીજા પગને માટે પણ એજ પ્રમાણે ગુંથો. હવે બે પગના ભેગા, એક સોયાપર બધા ટાંકા લો. તેમાં મોજાં એક તરફ આવે તેમ બીજા પગના ટાંકા ઉતારી લેવા, બન્ને પગના થઇને ૧૬૨ ટાંકા થશે. હવે ૩૪ હાર સીધા ગુંથો.

**પાંત્રીશમી હાર**—ચાર સીધા, ઉન આગળ, બે ભેગા, એવી રીતે આખી હાર પૂરી કરો.

**છત્રીશમી હાર**—બે પ્લેન, બે પર્લ, એવી રીતે છ હાર કરો, પછી બંધ કરો એટલે પૂરૂં થયું.

---

## બે સોયાનું ગોટા વાળું ઝબલું.

૧૪૪ ટાંકા બનાવો, એક હાર પ્લેન.

**પહેલી હાર ને બીજી હાર**-પછી પ્લેન, *ઉન આગળ, એક ગુંથ્યા વગર કાઢી લો, એક પ્લેન, ગુંથ્યા વગરનો ટાંકો છેલ્લા ટાંકા ઉપરથી કાઢી લો. બે ભેગા, ઉન આગળ લાવો, એક પ્લેન, *આ નિશાનીથી ફરીફરીને કરો. બે ટાંકા રહેશે તે પ્લેન ગુંથો.

**બીજી હાર**—પાંચ પર્લ, આ બે હાર પ્રમાણે ચાર વખત વધારે કરો. એટલે વીશ હાર થશે.

**અગીઆરમી હાર**—પર્લ, **બારમી હાર**—પ્લેન.

**તેરમી હાર**—પર્લ; **ચૌદમી હાર**—પ્લેન.

**પંદરમી હાર**—૭ પર્લ, *સોયા ઉપર ઉનની આંટી લો. ૭ પર્લની સાથે ફરી ફરીને કરો.

**સોળમી હાર**—૭ પ્લેન, પંદરમી હારમાં જે ટાંકો વધારે કર્યો છે. તેમાં ૭ ટાંકા ગોટા કરવા માટે નીચે પ્રમાણે ગુંથો.

એકમાં એક ટાંકામાં એક પર્લ ટાંકો કરો. પણ તે ઉતારી લો, બીજી વખત આંટી લઇને તેજ ટાંકામાં એક પર્લ કરો, ફરીથી

આંટી લઇને એક પર્લ કરો. પછી આંટી લો. પછી ૭ પ્લેનથી ફરી ફરીને કરો.

**સત્તરમી હાર** - ૭ પર્લ, ૭ પ્લેન, આ પ્રમાણે હાર પૂરી કરો.

**અઢારમી હાર**--૭ પ્લેન, ૭ પર્લ. આ પ્રમાણે હાર પૂરી કરો.

**ઓગણીશમી હાર** -૭ પર્લ, એક ગુંથ્યા વગરનો કાઢો, એક પ્લેન, ગુંથ્યા વગરનો ટાંકો છેલ્લા ટાંકા ઊપરથી કાઢી લો, બે પ્લેન, બે ભેગા, પહેલેથી ફરી ફરીને કરો.

**વીશમી હાર**—૭ પ્લેન, બે પર્લ રીતે ભેગા, પહેલેથી ફરી ફરીને કરો.

**એકવીશમી હાર**—૭ પર્લ, બે ભેગા આ પ્રમાણે હાર પૂરી કરો. છેલ્લા ૭ પર્લ આવશે.

**બાવીશમી હાર**—પાંચ પ્લેન, બે ભેગા, આ પ્રમાણે હાર પૂરી કરો ને છેલ્લા ૭ પ્લેન ગુંથો.

**ત્રેવીશમી હાર**—ત્રણ પર્લ, ઊનની એક આંટી લો, ૭ પર્લ, નિશાનીથી ફરી કરો. છેલ્લા ત્રણ પર્લ આવશે.

**ચોવીશમી હાર**—ત્રણ પ્લેન, * બનાવેલા ટાંકામાં સોળમી હાર પ્રમાણે ગોટા કરો. ૭ પ્લેન, નિશાનીથી ફરી ફરીને કરો છેલ્લા ત્રણ પ્લેન રહેશે.

**પચીશમી હાર**—ત્રણ પર્લ, * ૭ પ્લેન, ૭ પર્લ, નિશાનીથી ફરી કરો છેલ્લા ત્રણ પર્લ આવશે.

**છવીશમી હાર**—ત્રણ પ્લેન, *૭ પર્લ, ૭ પ્લેન, નિશાનીથી ફરી ફરીને કરો. છેલ્લા ત્રણ પ્લેન આવશે.

**સત્તાવીશમી હાર**—ત્રણ પર્લ, *એક ગુંથ્યા વગર કાઢો, એક પ્લેન, છેલ્લા ઊપરથી કાઢી લો. બે પ્લેન. બે ભેગા, છ પર્લ, નિશાનીથી ફરી ફરીને કરો, છેલ્લા ત્રણ પર્લ આવશે.

**અઠ્ઠાવીશમી હાર**—ત્રણ પ્લેન, *બે પર્લ રીતે ભેગા, બે પર્લ રીતે ભેગા, છ પ્લેન, નિશાનીથી ફરી કરીને કરો. છેલ્લા ત્રણ પ્લેન આવશે.

**ઓગણત્રીશમી હાર**—ત્રણ પર્લ, *બે ભેગા, છ પર્લ, નિશાનીથી ફરી ફરીને કરો. છેલ્લા ત્રણ પર્લ આવશે.

**ત્રીશમી હાર**—બે પ્લેન, *બે ભેગા, છ પર્લ, નિશાનીથી ફરી ફરીને કરો, છેલ્લા બે પ્લેન આવશે.

પંદરમી હાર ત્રીશમી હાર સુધી ફરી ફરીને ગુંથો.

પંદરમી હારથી બાવીશમી હાર સુધી ગુંથો.

## જમણી બાજુનો ભાગ.

ત્રેવીશમી હાર પ્રમાણે ત્રીશ ટાંકા ગુંથો. અને ૮૪ ટાંકા મૂકી દઇને આ ત્રીશ ટાંકા ઊપર નીચલા ભાગ પ્રમાણે બત્રીશ હાર ગુંથો ચાર ગોટાની હાર કરો, બત્રીશ હાર પૂરી થાય, ત્યારે વચલા ભાગ તરફ ઊન જોઇએ.

હવે બાર ટાંકાની ઊપર એક ગુંથો. એટલે ચાર હાર ગુંથો આ બાર ટાંકાની ઊપર એક હાર પર્લ, એક હાર પ્લેન, એક હાર પર્લ, આ બાર ટાંકા બંધ કરો. ને અઢાર ટાંકા બીજા સોયા ઊપર મૂકી દો.

## વચલા ભાગને માટે

જે ભાગ ગુંથેલો છે, તે ભાગથી શરૂ કરો.

ચોપન ટાંકા ઉપર બત્રીશ હાર ગુંથો ને બાર ટાંકા ઉપર આઠ હાર ગુંથો. આ બાર, એક હાર પર્લ, એક હાર પ્લેન, એક હાર પર્લ, પછી બંધ કરો. બીજા છેડાના બાર ટાંકા ઉપર એજ પ્રમાણે ગુંથો

## ડાબી બાજુનો ભાગ.

વચલા ભાગ તરફથી શરૂ કરી જમણીબાજુ પ્રમાણે ગુંથો. બાર બાર ટાંકાના ભાગ ગુંથેલા છે તે શીવી લો.

## ગળાને માટે.

જમણી બાજુ -અઢાર ટાંકાથી ભાગ ૧૨-૧૬ ટાંકા ઊતારી લો. ને વચલા ભાગના ત્રીશ ટાંકા ને બીજા ખભાના સોળ ટાંકાને ડાબી બાજુના અઢાર ટાંકા એ બધા એક સોયા ઊપર ઉતારી લો. અઠાણું ટાંકા થશે, જમણી બાજુથી શરૂ કરો.

**પહેલી હાર**—પાંચ પર્લ, બે પર્લ ભેગા, ચાર પર્લ, બે પર્લ ભેગા, બે પર્લ, બે પર્લ ભેગા.

એક પર્લ, ત્રણ પર્લ ભેગા, ચાર પર્લ, ત્રણ પર્લ ભેગા, ચાર પર્લ, ત્રણ પર્લ ભેગા.

બે પર્લ, બે પર્લ ભેગા, ચાર પર્લ, ત્રણ પર્લ ભેગા, ચાર પર્લ ત્રણ પર્લ ભેગા, બે પર્લ, બે પર્લ ભેગા, ચાર પર્લ, બે પર્લ ભેગા. ત્રણ પર્લ, બે પર્લ ભેગા, બે પર્લ, ત્રણ પર્લ ભેગા, ચાર પર્લ, ત્રણ

પર્લ ભેગા, ચાર પર્લ, ત્રણ પર્લ ભેગા, એક પર્લ, બે પર્લ ભેગા, બે પર્લ, બે પર્લ ભેગા, ચાર પર્લ, બે પર્લ ભેગા, ચાર પર્લ.

**બીજી હાર**—એક ગુંથ્યા વગર કાઢી લો. એક પ્લેન *ઊન આગળ, બે ભેગા, નિશાનીથી ફરી ફરીને કરો.

**ત્રીજી ચોથી ને પાંચમી હાર**—પર્લ. બંધ કરો.

## બાંય કરવા વિષે.

૩૮ ટાંકા બનાવો એક પ્લેન.

**બીજી હાર**—એક ગુંથ્યા વગરનો કાઢો, એક પ્લેન, *ઊન આગળ, બે ભેગા, નિશાનીથી ફરી ફરીને કરો

**ત્રીજી હાર**—પ્લેન. છપ્પન હારો ગોટાને માટે કરો, સાત ગોટા કરો, એક હાર પર્લ, એક હાર પ્લેન, એક હાર પર્લ, બંધ કરી બીજી બાંય એમજ રીતે કરો.

## એક સોયાની કોર.

કોરને માટે જમણી બાજુના નીચલા ખુણાથી ઉન સાંધો ને આ પડખાની ઉપર તથા ગળા ફરતાં ને ડાબી બાજુપર છ નીચે પ્રમાણે કરો. બે લાંબા ટાંકા, ત્રણ સાંકળ, બે લાંબા ટાંકા, એક ટાંકામાં બે ટાંકા મૂકી દઇને એક નાનો ટાંકો, બે ટાંકા મૂકો, પહેલેથી કરો,

---

## બાંય વગરનું ઝબલું.

પ્રથમ ૭૯ ટાંકા માંડવા.

**પહેલી હાર**—બધા પ્લેન, **બીજી હાર**—બધા પર્લ.

**ત્રીજી હાર**—પહેલો ટાંકો ગુથ્યા વગર કાઢવો, એક પ્લેન, ઊન આગળ, એક ટાંકો ગુંથ્યા વગર કાઢો, એક પ્લેન, ગુંથ્યા વગરનો ટાંકો પ્લેન ટાંકા ઊપરથી કાઢી લેવો, એક પ્લેન, બે ભેગા, ઊન આગળ, બે પ્લેન, નિશાનીથી બીજી નિશાની સુધી હાર પૂરી થાય ત્યાં સુધી ફરી ફરીને કરો.

**ચોથી હાર**—બધા પર્લ.

**પાંચમી હાર**—એક ગુંથ્યા વગર કાઢી લેવો, બે પ્લેન, ઉન આગળ, એક ટાંકો ગુંથ્યા વગર કાઢી લેવો, બે ભેગા ગુંથો, ગુંથ્યા વગરનો ટાંકો આ છેલ્લા ટાંકા ઉપરથી કાઢી લેવો, ઉન આગળ, ચાર પ્લેન, એક નિશાનીથી બીજી નિશાની સુધી હાર પૂરી થતાં સુધી ફરી ફરીને ગુંથો, છેલ્લા ત્રણ ટાંકા રહે તે ત્રણે પ્લેન ગુંથો.

**છઠ્ઠી હાર**—બધા પર્લ. પહેલી હારથી છઠ્ઠી હાર સુધી ફરી ગુંથો, છ હાર પ્લેન, અઢાર હાર થાયછે.

**ઓગણીશમી હાર**—એક ગુંથ્યા વગર કાઢો, એક પ્લેન, બે ભેગા ગુંથો, તમારા સોયા ઉપર ચાર ટાંકા રહે ત્યાં સુધી પ્લેન ગુંથો. બે ભેગા, અને બે પ્લેન, પાંચ હાર પ્લેન ગુંથો, ફરીથી ઓગણીશમી હાર પ્રમાણે ગુંથો, પછી પાંચ હાર પ્લેન, એવી રીતે હમેશાં એક હારમાં બે ટાંકા ઘટાડો, અને પાંચ હાર ઘટાડયા વગર ગુંથો, જ્યાં સુધી છ ટાંકા રહે ત્યાં સુધી પાંચ હાર પ્લેન ગુંથો, એક કાઢી ત્રણ પ્લેન, હવે તમારે એક વધારવાનો છે.

**વધારવાની રીત**—પાંચમા ટાંકાની નીચે જે ટાંકા છે, તેને ઉતારીને પ્લેન ગુંથો. જ્યાં સુધી ચાર ટાંકા રહે ત્યાં સુધી પ્લેન

ગુંથો. ઉપલી રીત પ્રમાણે એક વધાર્યા પછી ચાર પ્લેન ગુંથો. એક હાર પ્લેન, હવે હમેશાં એક હાર વધારો, ને એક હાર પ્લેન ગુંથો. એવી રીતે સોળ હાર ગુંથો. હવે પંચાશી ટાંકા થશે.

**પહેલી હાર**—પંદર પ્લેન, એક પર્લ, ઉન આગળ રાખી એક ગુંથ્યા વગરનો કાઢો, બે ભેગા, ગુંથ્યા વગરનો ટાંકો છેલ્લા ટાંકા ઉપરથી કાઢી લેવા ને સોયા ઉપર ઊનની આંટી લેવી. એક પર્લ, પંદર ટાંકા રહેશે, ત્યાં સુધી નિશાનીથી ફરી ફરીને ગુંથો. તેર પ્લેન, બે ભેગા.

**બીજી હાર**—પંદર પ્લેન, ત્રણ પર્લ, બે પ્લેન, એક નિશાનીથી બીજી નિશાની સુધી ફરી ફરીને કરો, જ્યાં સુધી સોળ ટાંકા રહે ત્યાં સુધી સોળ પ્લેન.

**ત્રીજી હાર**—એક પ્લેન, બે ભેગા, બાર પ્લેન, એક પર્લ, ત્રણ પ્લેન, એક પર્લ, નિશાનીથી ફરી ફરીને કરો. જ્યાં સુધી ચૌદ ટાંકા રહે ત્યાં સુધી અગીયાર પ્લેન, બે ભેગા, એક પ્લેન.

**ચોથી હાર**—ચૌદ પ્લેન, ત્રણ પર્લ, બે પ્લેન, જ્યાં સુધી પંદર ટાંકા રહે ત્યાં સુધી, પાંચ પ્લેન.

**પાંચમી હાર**—એક પ્લેન, બે ભેગા, અગીયાર પ્લેન, એક પર્લ, ઉન આગળ રાખીને એક ટાંકો ગુંથ્યા વગરનો કાઢો, બે ભેગા, ગુંથ્યા વગરનો ટાંકો કાઢી લેવો સોયા ઉપર ઉનની આંટી લેવી, એક પર્લ, નિશાનીથી ફરી ફરીને કરો, જ્યાંસુધી તેર ટાંકા રહે ત્યાંસુધી દશ પ્લેન, બે ભેગા, એક પ્લેન.

**છઠ્ઠી હાર**—તેર પ્લેન, ત્રણ પર્લ, બે પ્લેન, નિશાનીથી ફરી ફરીને કરો. ચૌદ રહે ત્યાં સુધી અગીયાર પ્લેન, બે ભેગા, એક પ્લેન.

**સાતમી હાર**—એક પ્લેન, બે ભેગા, નવ પ્લેન, એક પર્લ, ત્રણ પ્લેન, એક પર્લ, નિશાનીથી ફરી ફરીને કરો. જ્યાં સુધી તેર ટાંકા રહે ત્યાં સુધી નવ પ્લેન, બે ભેગા, એક પ્લેન.

**આઠમી હાર**—બાર પ્લેન, ત્રણ પર્લ, બે પ્લેન, નિશાનીથી ફરી ફરીને કરો. ત્યાં સુધી બાર રહેશે, બાર પ્લેન.

**નવમી હાર**--એક પ્લેન, બે ભેગા, આઠ પ્લેન, એક પર્લ, ઉન આગળ રાખીને ગુંથ્યા વગરનો ટાંકો કાઢી લેવો, બે ભેગા, ગુંથ્યા વગરનો ટાંકો બે ભેગા ઉપરથી કાઢી લેવો, સોયા ઉપર ઉનની આંટી લો, એક પર્લ, એક નિશાનીથી બીજી નિશાની સુધી ફરી ફરીને કરો, જ્યાં સુધી અગીયાર ટાંકા રહે આઠ પ્લેન, બે ભેગા, એક પ્લેન.

**દશમી હાર**—અગીયાર પ્લેન, ત્રણ પર્લ, બે પ્લેન, એક નિશાનીથી બીજી નિશાની સુધી ફરી ફરીને કરો. જ્યાં સુધી અગીયાર ટાંકા રહે. અગીયાર પ્લેન.

**અગીયારમી હાર** દશ પ્લેન, એક પર્લ, ત્રણ પ્લેન, બે પર્લ, ત્રણ પ્લેન, એક પર્લ, બીજા ટાંકા મૂકી દઇને ફરો.

**બારમી હાર**—ચાર પર્લ, બે પ્લેન, ત્રણ પર્લ, અગીયાર પ્લેન.

**તેરમી હાર**—દશ પ્લેન, એક પર્લ, ઉન આગળ રાખીને એક ગુંથ્યા વગરનો કાઢો, બે ભેગા, ગુંથ્યા વગરનો ટાંકો છેલ્લા ટાંકા ઉપરથી કાઢો, સોયા ઉપર ઉનની આંટી લેવી, બે પર્લ, આંટી લેવી, બે ભેગા, બે ભેગા, ફરો.

**ચૌદમી હાર**—ત્રણ પર્લ, બે પ્લેન, અગીયાર પ્લેન.

**પંદરમી હાર**—દશ પ્લેન, એક પર્લ, ત્રણ પ્લેન, બે પર્લ, એક પ્લેન, બે ભેગા, ફરો.

**સોળમી હાર**—બે પર્લ, બે પ્લેન, ત્રણ પર્લ, અગીયાર પ્લેન.

**સત્તરમી હાર**—દશ પ્લેન, એક પર્લ, ઊન આગળ રાખીને એક ગુંથ્યા વગરનો કાઢી લેવો. બે ભેગા, ગુંથ્યા વગરનો ટાંકો છેલ્લા ટાંકાઉપરથી કાઢી લેવો. ઊનની આંટી લેવી, બે પર્લ બે ભેગા, ફરો.

**અઢારમી હાર**-એક પર્લ, બે પ્લેન, ત્રણ પર્લ, અગીયાર પ્લેન.

**ઓગણીશમી હાર**—દશ પ્લેન, એક પર્લ, ત્રણ પ્લેન, એક પર્લ બે ભેગા, ફરો.

**વીશમી હાર**—એક પર્લ, એક પ્લેન, ત્રણ પર્લ, અગીયાર પ્લેન

**એકવીશમી હાર**-દશ પ્લેન, એક પર્લ, ઊન આગળ રાખીને એક ગુંથ્યા વગરનો ટાંકો કાઢો, બે ભેગા, ગુંથ્યા વગરનો ટાંકો છેલ્લા ટાંકા ઉપરથી કાઢી લેવો, સોયા ઊપર ઊનની આંટી લેવી, એક પર્લ, એક પ્લેન.

**બાવીશમી હાર**-એક પર્લ, એક પ્લેન, ત્રણ પર્લ, અગીયાર પ્લેન.

**ત્રેવીશમી હાર**—દશ પ્લેન, એક પર્લ, ત્રણ પ્લેન, એક પર્લ એક પ્લેન, ફરો.

**ચોવીશમી હાર**—એક પર્લ, એક પ્લેન, ત્રણ પર્લ, અગીયાર પ્લેન.

પચીશમી હાર—એકવીશમી હાર પ્રમાણે.

**છવીશમી હાર**—બાવીશમી હાર પ્રમાણે.

**સત્તાવીશમી હાર**—ત્રેવીશમી હાર પ્રમાણે.

**અઠ્ઠાવીશમી હાર**—ચોવીશમી હાર પ્રમાણે.

**ઓગણત્રીશમી હાર**—એકવીશમી હાર પ્રમાણે.

**ત્રીશમી હાર**—બાવીશમો હાર પ્રમાણે.

**એકત્રીશમી હાર**—સોળ ટાંકા છે તે બંધ કરો. બંધ થયા પછી છેલ્લો ટાંકો સોયા ઉપર રહેશે. આ ટાંકો રાખીને બે સોયાની વચમાં જે ભાગ છે, તે ભાગ ઉપર દશ ટાંકા ઉતારી લઇને પ્લેન ગુંથો. હવે બીજા સોયાના ટાંકા જ્યાં સુધી વીશ રહે, ત્યાં સુધી ગુંથો. હવે આ વીશ ટાંકા ઉપર બીજી બાજુના ખભાને માટે નીચે પ્રમાણે ગુંથો.

**પહેલી હાર**—એક પ્લેન, ત્રણ પ્લેન, બે પર્લ, ત્રણ પ્લેન, એક પર્લ, દશ પ્લેન.

**બીજી હાર**—અગીયાર પ્લેન, ત્રણ પર્લ, બે પ્લેન, ચાર પર્લ, ૪રો.

**ત્રીજી હાર**—બે ભેગા, બે ભેગા, સોયા ઉપર ઉનની આંટી લો, બે પર્લ ઊન આગળ રાખીને એક ગુંથ્યા વગરનો ટાંકો કાઢો બે ભેગા, છેલ્લા ટાંકા ઉપરથી કાઢી નાંખો ઊનની આંટી લેવી. એક પર્લ, દશ પ્લેન.

**ચોથી હાર**—અગીયાર પ્લેન, ત્રણ પર્લ, બે પ્લેન, ત્રણ પર્લ.

**પાંચમી હાર**—બે ભેગા, એક પ્લેન, બે પર્લ, ત્રણ પ્લેન એક પર્લ, દશ પ્લેન.

**છઠ્ઠી હાર**—અગીયાર પ્લેન, ત્રણ પર્લ, બે પ્લેન, બે પર્લ, ૪રો.

**સાતમી હાર**—બે ભેગા, બે પર્લ, ઉન આગળ રાખીને એક ગુંથ્યા વગરનો ટાંકો કાઢો, બે ભેગા, ગુંથ્યા વગરનો ટાંકો છેલ્લા ટાંકા ઉપરથી કાઢી લેવો. ઉનની એક આંટી લેવી. એક પર્લ, દશ પ્લેન.

**આઠમી હાર**—અગીયાર પ્લેન, ત્રણ પર્લ, બે પ્લેન, એક પર્લ ફરો

**નવમી હાર**—બે ભેગા. એક પર્લ, ત્રણ પ્લેન, એક પર્લ, દશ પ્લેન

**દશમી હાર**—અગીયાર પ્લેન, ત્રણ પર્લ, એક પ્લેન, એક પર્લ ફરો.

**અગીયારમી હાર**—એક પ્લેન, એક પર્લ, ઉન આગળ રાખીને એક ગુંથ્યા વગરનો ટાંકો કાઢો, બે ભેગા, ગુંથ્યા વગરનો ટાંકો કાઢી લેવો, ઊનની આંટી લેવી, એક પર્લ, દશ પ્લેન.

**બારમી હાર**—અગીયાર પ્લેન, ત્રણ પર્લ, એક પ્લેન, એક પર્લ, ફરો

**તેરમી હાર**—એક પ્લેન, એક પર્લ, ત્રણ પ્લેન, એક પર્લ, દશ પ્લેન.

**ચૌદમી હાર**—દશમી હાર પ્રમાણે;

**પંદરમી હાર**—અગીયારમી હાર પ્રમાણે.

**સોળમી હાર**—બારમી હાર પ્રમાણે:

**સત્તરમી હાર** તેરમી હાર પ્રમાણે.

**અઢારમી હાર**—દશમી હાર પ્રમાણે;

**ઓગણીશમી હાર**—અગીયારમી પ્રમાણે.

**વીશમી હાર**—આ સોળ ટાંકા બંધ કરો, એક ટાંકો સોયા ઉપર રાખીને અગીયાર ટાંકા ઉપાડી લેવા, ને પર્લ રીતે ગુંથો.

બીજા સોયાના તમામ પર્લ ગુંથો.

**પહેલી હાર**—પર્લ, બધા ટાંકા બંધ કરો.

---

## કોર કરવાની રીત.

**પહેલી હાર**—બધા ટાંકા નાના કરો.

**બીજી હાર**—ત્રણ સાંકળ કરો, એકમાં ટુંકો ટાંકો કરો, પણ વચમાં એક સાંકળ મૂકી બીજીમાં ત્રણ સાંકળ કરીને પછી એકમાં ટુંકો ટાંકો કરવો; ત્રણ વખત ત્રણ સાંકળ કરીને પછી એકમાં ટુંકો ટાંકો કરો.

---

## એક સોયાના મોજાનો નમુનો.

આ મોજાના દરેક ટાંકા સાંકળની નીચલી બાજુએથી ગુંથવા. પ્રથમ આઠ સાંકળ ગુંથવી, એક મૂકી દઇને સાત ટાંકા ગુંથવા, એક સાંકળ ગુંથીને ફરવું.

બીજી હારમાં વચલા ટાંકામાં ત્રણ ટાંકા ગુંથવા. એટલે નવ ટાંકા થશે. પછી એક હાર સીધી ગુંથવી. હવે બીજી હાર પ્રમાણે વચલા ત્રણ ટાંકા ગુંથવા. એક હાર બધા ટાંકા સીધા એવી રીતે એક હારમાં વધારવા. અને એક હારમાં સીધા ગુંથવા. જ્યાં સુધી એક હારમાં ઓગણીશ ટાંકા ગણી શકાય ત્યાં સુધી એક હારમાં વધારવા. અને એક હાર સીધી એવી રીતે ગુંથવુ પછી એક હાર

સીધી હવે ઓગણીશ ટાંકામાંથી ફક્ત આઠ ટાંકા ગુંથવા. એ આઠ ટાંકા ઉપર તેર હાર ગુંથવી. પછી ઉપલા ભાગની બીજી બાજુએ આઠ ટાંકા સાથે જોડી દેવું તેના ઉપર તળીઆની રીતના ટાંકા પ્રમાણે જેટલું મોજું બેસતું આવે તેટલું ગુંથવું, પછી બંધ કરવું.

**મોજાનું તળીઉં કરવાની રીત**—સાંકળીના બે ભાગમાં સોયો મૂકવો, પ્રથમ આઠ સાંકળ ગુંથવી. એક સાંકળ મૂકી દઇને સાત ટાંકા ગુંથવા. પછી એક સાંકળ ગુંથીને ફરવું. એક પહેલા ટાંકામાં બે ગુંથવા. એટલે આઠ થશે. દરેક હારમાં પહેલા ટાંકામાં બે ગુંથવા. એટલે એક એક વધારે થશે. તેર ટાંકા થાય ત્યાં સુધી એ પ્રમાણે ગુંથવું. પછી એક હાર સીધી ગુંથવી. હવે દરેક હારમાં ફરતી વખતે એક સાંકળ ન ગુંથવી. અને પહેલો ટાંકો મૂકી દઇને ગુંથવું. એવી રીતે અકેક હારમાં અકેક ટાંકો ઓછો થશે. એવી રીતે ગુંથવું. જ્યાં સુધી આઠ ટાંકા રહે ત્યાં સુધી એક હાર સીધી આગળની રીત પ્રમાણે વધારવી. જ્યાંસુધી બાર ટાંકા થાય, પછી એક હાર સીધી પછી ઓછા કરવા. જે રીત પ્રમાણે ઓછા કરેલા તે પ્રમાણે જ્યાંસુધી સાત ટાંકા રહે ત્યાંસુધી તળીઉં ઉપલા ભાગસાથે સાંધી દેવું. હવે ગોળ ફરતા સતાવીશ ટાંકા ઉપાડી લઇને તળીઆની રીત પ્રમાણે ફરી ફરી ગુંથવું. જ્યાંસુધી લાંબો બંધ થશે ત્યાંસુધી કોરને માટે ચાર સાંકળ ગુંથવી. એક ટાંકો મૂકી દઇને એક ટાંકો ગુંથો.

---

## દેશી પોશાક વેતરવાની સમજ.

### ઘાઘરો.

સાધારણ ઘાઘરાની લંબાઇ ૫ હાથ, અને તેના નેફાની લંબાઇ

દરજીનો ૧ ગજ ને ૩ તસુનીજ રાખવી. ઘાઘરાની લંબાઇ કોઇ વધારે રાખેતો રખાય, પણ નેફાની લંબાઇમાં ફેર પડતો નથી.

---

## કાપડું અથવા કમખો. (કાઠીયાવાડી)

બાંયની લંબાઇ ૧૫ાા તસુની ને પહોળાઇ ૮ તસુ રાખવી. તેના કુંખીઆ અથવા જેને સળ કહે છે તે ૧૩ તસુ રાખવામાં આવે છે. તેની પેટીના ભાગ ૧૧ તસુનો, ને પડખાં ૬ તસુ લાંબા ને ૫ તસુ પહોળાં હોયછે. થાંભલીઓ ૨ તસુની, ને તેની બગલ પાા તસુ લાંબી ને ૪ તસુ પહોળી હોયછે. (તે માપ દરજીના ગજનું લેવું)

---

## બૈરાંની ડગલી.

ાા ગજના ફેળવાળું ને ૧૮ તસુ નીચું કપડું પ્રથમ જોઇએ પછી તેને ચારવડું કરી ઉપલે ભાગે ત્રાંસ પડતો છ તસુ બાંયેનો કાપ પાડવો. ને ૬ તસુ ગળાનો કાપ થવો જોઇએ. તથા આગલા ભાગનો પડદો ૬ તસુનો ને બાંયની લંબાઇ ૧૧ તસુ તથા પહોળાઇ ૮ તસુની રાખવી ને ચોરસ પાંચ તસુનો કડકો લઇ તેમાં વચ્ચે ત્રાંસ મૂકી બે બગલો પાડવી. તથા કાંઠલો ૪ તસુનો રાખવો.

---

## છથી આઠ વર્ષનાંને માટે પેરણ.

૧ ગજના ફેરાવાવાળું ને આશરે ૨૦ તસુ નીચું કપડું પ્રથમ લેવું. પછી તે નીચામાં વચ્ચો વચ્ચ ઉભી ઘડી પાડીને ગળાને માટે ૩ તસુનો કાપ મૂકવો. તે કાપ અને પેટી મળીને બાર તસુનો

કોઠલો જોઇએ અને આગળનો કાપ સાત તસુ નીચે રાખવો જોઇએ તથા બાંયની લંબાઇ ૧૨॥ તસુની પહોળાઇ ૮ તસુ રાખવી, ને ૩ તસુ ચોરસ બગલ રાખવી. તથા ત્રાંશીયાને માટે બાંયોની નીચે ૧૬ તસુ લાંબુ ને ૪ તસુ પહોળું એવું લુગડું વેતરી તેના બે પડ-ખાના બે ભાગ લેવા.

## બૈરાં માટે બાંય વાળો કબજો.

૧ા ગજનો ફેરાવો ને ૧૮ તસુ નીચું કપડું પ્રથમ લેવું તથા બાંયની લબાઇ ૧૧ તસુની ને પહોળાઇ ૯ તસુની રાખવી. કબજાને માટે બાંય સિવાયનું જે કપડું તૈયાર કર્યું છે તેને લંબાઇમાંથી ચારવડું સંકેલવું. ને જેની તરફ કોરવાળાં બે પડ આવે છે તેની તરફ નહિ. પણ ચારે પડ એકંદર હોય છે તેના તરફ ઉપરથી ૬ તસુ ભરીને કાપ મૂકવો, તે કાપને બે તસુ ત્રાંસમાં લઇ જવો ને ઉપર જતાં તસુને આશરે રાખવો. તે બાંયનો કાપ થશે ને પછી પેલાં બે પડ છૂટાં છે ત્યાં આગળ બે તસુનો ગળાને માટે ગોળ કાપ મૂકવો. હવે બાંયની બગલને માટે પાંચ તસુ ચોરસ કપડું લઇ બન્ને બગલો ત્રાંસમાં વેતરવી. કબજાના નીચલા ભાગમાં બન્ને પડએ ત્રણ ત્રણ તસુના કાપ મૂકવા એટલે કબજો પૂરો થયો.

## ચોળી વેતરવાંની સમજ.

સાધારણ બાઇડીઓને માટે મલકટી ચોળીની પીઠ લંબાઇમાં ૨૧ તસુ ને પહોળાઇમાં ૧૨ તસુ રાખવી. તેને બેવડું કરી પછી ચોવડું કરવું પછી તેને જમણી બાજુએથી ૫ તસુનો કાપ મૂકવો એટલે તેના બે ભાગ થશે. છુટા પડ, છે તેની તરફથી બે બગલો

અને મલકટીને માટે બે ત્રાંસીઆ પડશે એક તરફ પીઠ રહી તેને પણ ગળાને માટે ત્રણ તસુનો કાપ મૂકી ઉપર ગોળ પડતું રાખો ૨ તસુ કાપવું એટલે પીઠ તથા બગલનો ભાગ તૈયાર થયો અને ૧૭ તસુ લાંબી તથા નવ તસુ પહોળી એવી બે બાંયો કાપવી. અથવા પોત પોતાના દેશના રિવાજ પ્રમાણે બંધ બેસતી કાપવી. ને પેટીને માટે ૭ તસુ લાંબા ને ૪ તસુ પહોળાં એવા બે કટકા રાખવા. ને ચાર તસુ ચોરસના બે કટકા મલકટના કાપવા. તેને એક ખૂણેથી ગોળ પડતું કાપી નાંખવું, પછી બે ત્રાંસીઆ બગલમાંથી પડયા હતા. તે અને ૭૭ તસુના બે ત્રાંસીઆ પોપટના આકરના આગલા ભાગને માટે કાપવા તે ત્રાંસીઆ ત્રણ તસુ પહોળાઇના જોઇએ તે ત્રાંસીઆમાંથી બે તસુનો ગોળ કાપ મૂકવો. એટલે ગળાને માટે બેસતું આવે. હવે ચોળીની વેતરણ પૂરી થઇ.

---

## બાર તેર વરસના છોકરા માટે અંગરખું.

અંગરખાનેમાટે એક ગજ લાંબું તથા એક ગજ પહોળું એવું ચોરસ લુગડું લઇ તેની ઉભી ચાર ઘેડો પાડવી. અને પછી ચાર સરખી ઘેડોની વચ્ચે બાંયોને માટે જમણી બાજુએથી ૭ તસુનો કાપ મૂકવો. અને ત્રાંસ પડતી એક આંગળની પટી કાપવી. પછી બન્ને પડ જુદાં કરતાં સંધાયલાં પડ છે તે પીઠ તરફ રાખવાં. અને જે બે છુટાં પડ છે અને જ્યાં બાંયોનો કાપ મૂકયો છે તેની તરફ ૭ તસુ આગલી કમાનને માટે કાપ પાડવો. અને ત્રણ તસુ ગોળ પડતો કાપ લઇ જવો અને ઉપર જતાં દોઢ તસુ ગોળ પડતો કાપ મૂકવો. તેના ઉપર દોઢ તસુ કાંઠલાને માટે આડો કાપ રાખવો આથી

કરીને પીઠ તથા બે પડખાં તૈયાર થયાં ચૌદ તસુ લંબાઇ તથા નવ તસુ પહોળાઇની બે બાંયો રાખવી તથા ચોરસ બે કટકા ને બે બગલો કાપવો તેના ઉપલા ભાગને માટે ત્રણ તસુ રહે એવો કાપ મૂકવો. હવે આઠ તસુ પહોળો ને એક ગજ લાંબો એવો બરીને માટે કટકો કાપવો પછી આગળ પડખામાં જે ત્રાંસ કમાનને માટે પાડ્યો હતો. તેવો ત્રાંસ બરોબર ગોળાકારમાં આ બરીને માટે પાડવો. અને બાકી નીચેના ભાગમાંથી ત્રાંસ પાડેલી કળી નીકળશે તે અંગરખાના આગળના ભાગમાં કામ આવશે. અઢાર તસુ લાંબો તથા સાત તસુ પહોળો તેવો લુગડાનો કટકો લેવો અને તેમાંથી શંકુ આકારના બે ખુંટીઆ પાડવા તે બગલની નીચે ખડપાં અને પીઠનાં વચમાં શીવવાં કમાનમાંથી ત્રાંસ નીકળ્યો હોય તે ત્રાંસમાંથી ૭ તસુનો કાંઠલો કરવો એટલે અંગરખું તૈયાર થયું.

---

## બાર તેર વરસની છોકરીઓ માટે બંડી.

બંડીને માટે ૨૮ તસુ લાંબુ ને ૧૬ તસુ પહોળું એવું જે અંગરખાની જાતનું કપડું શીવવું હોય તે જાતનો કટકો લેવો અને અંગરખાની કમાનનો તથા બાંયોનો કાપ જેવો ઉપર કાઢ્યો હતો તે પ્રમાણે કાઢવો. અને બરી પણ તેજ પ્રમાણે કાઢવી બાંયોની લંબાઇ ૧૧ તસુ તથા પહોળાઇ ૯ તસુ રાખવી ને અંગરખાને માટે જે પ્રમાણે બગલો કરી હતી તે પ્રમાણેજ આને કરવી. બાંયોમાથી વધારે ત્રાંસ પડતું કાપીએ તો આ બંડીને ખુંટીઆ નાંખવાની જરૂર નથી.

# સમાપ્ત.

# જાહેર ખબર

---

**ભૂતળ આરોગ્યવિદ્યા પીંગળની સમજ**—ધો. ૫-
માટે કીં. ત્રણ આના.

**લેખપદ્ધતિ**—(દસ્તાવેજના નમુના) કીંમત બે આના.

**બાળ અરબાવળીનો ખુલાસો**—(નવલરામ કૃત) ધો. ૨-૩-૪ માટે કીં. ૦-૧-૬ ધો. ૫-૬ માટે કીંમત ૦-૧-૬

ઉપરના પુસ્તકો સિવાય શાળાપયોગી તમામ જાતની ચોપડીઓ ખુશાલદાસ કૃત **ગુજરાતી કોપી, નકશાઓ** આંકની ચોપડી. **બ્લ્યુબ્લેક શાહી** વગેરે મળશે.

જથાબંદ ખરીદનારને સારૂં કમીશન આપવામાં આવે છે માટે પત્રથી પુછાવો.

**જેચંદ તલકશીની કું૦**
**બુકસેલર વઢવાણ શહેર.**